# હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ-સલ્લમ નો પરિચય

**લેખક : ક્યૂ. એસ. ખાન**
**B.E. (Mech)**
Email : hydelect@vsnl.com

**અનુ. : મુહમ્મદ જમાલ પટીવાલા**




**–: પ્રકાશક :–**
તનવીર પબ્લિકેશન
હાઈડ્રો ઈલેક્ટ્રિક મશીનરી પ્રિમાઈસીસ, એ-૧૩, રામ-રહીમ ઉદ્યોગનગર,
બસ સ્ટૉપ લાઈન, એલ.બી.એસ. માર્ગ, સોનાપુર, ભાંડુપ (પ), મુંબઈ-૪૦૦૦૭૮.
ફોન : ૦૨૨-૨૫૯૬૫૯૩૦ મો. ૯૩૨૦૦૬૪૦૨૬
**Email :** hydelect@vsnl.com, hydelect@mtnl.net.in
**Website :** www.tanveerpublication.com

## No Copyright



**પુસ્તકનું નામ**

હઝરત મુહમ્મદ (સલ્લ.)નો પરિચય

**'Hazrat Muhammad (SAW) no Parichay'(Gujarati)**

**Translation of 'Hazrat Muhammad (SAW) ka Parichay'(Hindi, Jan,2014)**

**ISBN No. 978-93-80778-24-2**

1st Edition (Gujarati) : February, 2014

**Price : ₹ 50-00**




- Publisher -

**TANVEER PUBLICATION**

Hydro Electric Machinery Premises, A-13, Ram-Raheem Udyog Nagar, Bus Stop Lane, L.B.S. Marg, Sonapur, Bhandup (West), MUMBAI-400078

**Phone :** 022-2596 5930 **Cell :** 9320064026

**Email :** hydelect@vsnl.com, hydelect@mtnl.net.in **Website :** www.tanveerpublication.com

- Printer by -

**Al-Qalam Paublication Pvt. Ltd.**

3, Gali Gahaiyya Bazar Matia Mahal, Jama Masjid, Delhi-6

**Phone :** 011-2324 1481 **Fax :** 011-2324 1481

**Email :** alqalambooks@gmail.com

# પ્રસ્તાવના

ઈશ્વરે આ બ્રહ્માંડનું સર્જન લગભગ ૪૫૦ કરોડ વર્ષ પૂર્વે કર્યું હતું. ઈશ્વરે આ બ્રહ્માંડ અને માનવ-જાતિનું સર્જન કરતાં પહેલાં આપણી આત્માઓનું સર્જન કર્યું હતું. (પવિત્ર કુર્આન, ૭:૧૧) અર્થાત્ આપણે આ બ્રહ્માંડમાં ખૂબ લાંબી મુદ્દતથી છીએ. આત્મા નષ્ટ નથી થતી, તેથી ભવિષ્યમાં પણ આપણે અનંત કાળ સુધી તેમાં રહીશું.

આપણે આવનારાં અનંત કાળમાં પણ સુખમાં રહીશું કે દુઃખમાં, તે આપણા આ ધરતી ઉપર ૬૦, ૭૦, ૮૦ કે ૧૦૦ વર્ષના જીવન ઉપર નિર્ભર કરે છે. આપણે કેવી જીવન-શૈલી અપનાવીએ, જેનાથી આપણને મૃત્યુ પછી સુખ પ્રાપ્ત થાય એ ખૂબ મહત્ત્વનો પ્રશ્ન છે.

તેથી તમને સ્વયં શોધ અને જ્ઞાન-મંથન કરવું પડશે. અમારા અને તમારાથી પહેલાં પણ ઘણાં આચાર્યો અને સંતો-મહાપુરુષો અને વિદ્વાનોએ આવી જ શોધ અને જ્ઞાન-મંથન કર્યું છે.

આ પુસ્તકના પ્રકરણ-૧૦ માં આવા જ કેટલાક વિદ્વાનોના વિચારો પ્રસ્તુત કરવામાં આવ્યા છે, જેમણે જીવનભર શોધ અને જ્ઞાન-મંથન કરેલ છે અને કોઈ નિશ્ચિત પરિણામ સુધી પહોંચ્યા છે.

મહાપુરુષ જ્ઞાની વેદ વ્યાસજી, મહાકવિ તુલસીદાસજી, સંત તુકારામ, ઈસુ ખ્રિસ્ત અને બીજા અનેક વિદ્વાનોએ કલ્કિ અવતાર હઝરત મુહમ્મદ (સલ્લ.)ની પ્રશંસા કરેલ છે. જો આપણે હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે પૂરતી જાણકારી પ્રાપ્ત કરીએ, તેમને પારખીએ અને પછી પોતાના વિશ્વાસનો નિર્ણય કરીએ, તો આપણા મૃત્યુ પછી, અને આ ધરતી ઉપર પણ આપણા કલ્યાણ અને સફળતાના અવસરો વધી શકે છે.

આ પુસ્તક આ જ હેતુસર લખવામાં આવ્યું છે. તમે અફવાઓ અને ઊડતી વાતો પર વિશ્વાસ ન કરજો. ધર્મ વિશે પ્રત્યેક માહિતીની જાંચ-પડતાલ કરો, તપાસ કરો, શોધ કરો અને પછી સાચા નિર્ણય પર પહોંચવાનો પ્રયાસ કરો. ધર્મ અને વિશ્વાસ કે શ્રદ્ધાની બાબતમાં તમારી બેદરકારી તમારા મૃત્યુ પછીના જીવનને બરબાદ કરી શકે છે. તેથી આ મામલામાં ગંભીરતાથી કામ લો અને સાચો નિર્ણય કરો.

દેશમાં જે સાંપ્રદાયિક રમખાણો થઈ રહ્યા છે અને લોકોની વચ્ચે નફરત અને વૈમનસ્ય ફેલાવવામાં આવી રહેલ છે, આશા છે કે આ પુસ્તકથી તેમાં પણ કમી આવશે.

મેં આ પુસ્તક બીજા અનેક પુસ્તકોને વાંચી-સમજીને લખ્યું છે. સંભવ છે કે મારાથી સમજવામાં કે લખવામાં ભૂલ-ચૂક થઈ ગઈ હોય. તમને નિવેદન છે કે આમાં એવી કોઈ વાત જો તમને જોવા મળે, જે કોઈની ભાવનાઓને ઠેસ પહોંચાડનારી હોય કે કોઈનું આપમાન કરતી હોય, અથવા તેમાં કોઈ વાત કે તથ્ય લખવામાં ભૂલ થઈ ગઈ હોય, તો મને માહિતગાર કરવાનું કષ્ટ અવશ્ય લેશો. અમે તેને સુધારવાની પૂરેપૂરી કોશિશ કરીશું.

આપનો ભાઈ,
**ક્યૂ. એસ. ખાન**

# અનુક્રમણિકા





**નોંધ : પુસ્તકમાં જે ટૂંકા શબ્દોનો ઉપયોગ થયો છે, તેની સમજૂતી નીચે પ્રમાણે છે.**

BC : Before Christ – ઈસુ ખ્રિસ્તના જન્મ પછીનો કાળ

AD : Anno Domini – ઈસુ ખ્રિસ્તના જન્મ પહેલાંનો કાળ

સલ્લ. (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) - અલ્લાહ તેમના ઉપર શાંતિ અને સલામતી ઉતારે.

અલૈ. (અલૈહિસ્સલામ) - અલ્લાહ તેમના ઉપર શાંતિ અને સલામતી ઉતારે.

રદિ. (રદિયલ્લાહુ અન્હો) - અલ્લાહ તેમનાથી રાજી થાય.

# ૧. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પૂર્વજો

**હઝરત આદમ (અલૈ.) :**

● ઈશ્વરના ઘણાં નામો વિશેષણોના આધારે લેવામાં આવે છે. ઈશ્વર (અલ્લાહ) જ સૃષ્ટા છે, અર્થાત્ પેદા કરવાવાળો અને રચયિતા, અર્થાત્ તેનામાં બ્રહ્માવાળો ગુણ છે, એ જ પાલનહાર (વિષ્ણુ) છે અને એ જ જીવન પછી મૃત્યુ પણ આપે છે અને તેની આજ્ઞાથી જ પ્રલય પણ થશે. તેના આ ગુણને 'મહેશ' કહે છે, અર્થાત્ ઈશ્વરના કાર્યો અનુસાર તેનું નામ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ છે, પરંતુ ઈશ્વર એક જ છે.

● ભવિષ્યપુરાણમાં કહેવામાં આવ્યું છે કે આદમ અને હવ્વાને વિષ્ણુએ ભીની માટીથી પેદા કર્યા. પ્રદાનનગર (જન્નત)ના પૂર્વ હિસ્સામાં, ઈશ્વર દ્વારા બનાવેલ ૪ (સ્કવેર) કોસનું એક ખૂબ મોટું જંગલ હતું. (એક કોસ ત્રણ કિ.મી.નું હોય છે.) પોતાની પત્ની (હવ્વા)ને જોવાની ઉત્કંઠાથી આદમ પાપવાળા વૃક્ષના નીચે ગયા. ત્યારે જ સાપનું રૂપ બનાવીને ત્યાં કલી (શૈતાન) પ્રગટ થયો. તે ચાલાક દુશ્મન દ્વારા આદમ અને હવ્વાવતી છેતરવામાં આવ્યા અને તે વિષવૃક્ષના ફળને આદમે ખાઈ લીધું અને તેમણે વિષ્ણુની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું. પરિણામે તેમને પૃથ્વી પર મોકલી દેવામાં આવ્યા. તે બંનેના ઘણાં સંતાનો થયા. આદમની વય ૯૩૦ વર્ષ હતી. (ભવિષ્યપુરાણ)

● આ જ વાત કુર્આનમાં પણ લખેલ છે અને બાઈબલમાં પણ.

● સનાતન ધર્મ (હિન્દુ ધર્મ)માં પયગંબરોને 'મનુ' કહેવામાં આવે છે. હિન્દુ ધર્મના ગ્રંથોમાં ચૌદ 'મનુ'નો ઉલ્લેખ છે. હઝરત આદમ પહેલા 'મનુ' છે, અને સાતમા 'મનુ'ના યુગમાં પૂર આવ્યું હતું, અને તેમણે 'મનુસ્મૃતિ' લખી છે.

તમામ માનવ-જાતિ હઝરત આદમ (અલૈ.)ના જ સંતાનો છે. તેને ઋગ્વેદમાં આ રીતે કહેવામાં આવેલ છે :

● **जन मनुजाता ।** (ઋગ્વેદ, ૧:૪૫:૧)

સૌ મનુની સંતાનો છે. (મનુ હઝરત આદમ (અલૈ.)ને કહેવામાં આવેલ છે.)

આ જ વાતનું વર્ણન પવિત્ર કુર્આનમાં આ પ્રમાણે છે, ''લોકો ! અમે તમને એક પુરુષ અને એક સ્ત્રીથી પેદા કર્યા.'' (પવિત્ર કુર્આન, ૪૧:૧૩)

આમ, હઝરત આદમ (અલૈ.) અમારા, તમારા, હઝરત મુહમ્મદ (સલ્લ.) અને તમામના સૌપ્રથમ પૂર્વજ છે.

**હઝરત નૂહ (અલૈ.) (મનુ) :**

● માર્કેન્ડેય પુરાણ, ભવિષ્ય પુરાણ, મત્સ્ય પુરાણમાં છે કે મનુના કાળ (યુગ)માં એક ખૂબ મોટું પૂર (Flood) આવ્યું હતું, જેમાં કેવળ મનુ અને એક ઈશ્વરને માનવાવાળાં લોકોને છોડીને સૌ લોકો આ પૂરમાં ડૂબીને મૃત્યુ પામ્યા હતા.

નૂહ (મનુ)એ પોતાના હાથથી એક નોકા બનાવી હતી અને તેમાં તે સ્વયં સવાર થયા અને એક ઈશ્વરને માનવાવાળાઓને સવાર કરી લીધા અને દરેક જાતના પ્રાણીઓની બબ્બે જોડને સવાર કરી લીધી. આ જ લોકો જીવતા બચ્યા અને આખી દુનિયા આ પૂરમાં ડૂબી ગઈ.

આ જ વાત કુર્આનમાં પણ લખેલ છે. (પવિત્ર કુર્આન, ૧૧, ૨૫, ૭૧) આ જ વાત બાઈબલમાં પણ લખેલ છે. (જેનિસિસ, ૬:૮)

હઝરત નૂહ (મનુ) હઝરત આદમ (અલૈ.)ના નવમા વંશજ છે. આ બંને વચ્ચે જે લોકો છે, તેમના નામ આ પ્રમાણે છે.

આદમ-શીશ-અનુશ-કૈનન-મહલૈલ-યારીદ-અંકૂશ (ઇડવિલ)-મૂટુ શલ્ક-લુનિક-નૂહ.

(www.wikipedia.org)

નૂહ કે મનુ અમારા, તમારા, હઝરત મુહમ્મદ (સલ્લ.)ના અને અન્ય તમામ લોકોના પૂર્વજ છે.

**હઝરત ઈબ્રાહીમ (અલૈ.) (અબીરામ) :**

● એક ઈશ્વરને લોકો અનેક નામોથી યાદ કરે છે, જેમ કે-અલ્લાહ, માલિક, રહીમ, રહમાન વગેરે. વાસ્તવમાં ઈશ્વરના કુલ ૧૦૦ નામ છે. તેમાંથી અમુક નામ તેના વિશેષ ગુણો માટે છે, જેમ કે - ખાલિક, અર્થાત્ સર્જનહાર (ઈશ્વર), કેમ કે ઈશ્વર સિવાય અન્ય કોઈ સૃષ્ટા નથી. માલિક અર્થાત્ Owner, ઈશ્વર સિવાય આ સંસાર-જગતનો અન્ય કોઈ માલિક નથી. તેથી આ પણ ઈશ્વરનું વિશિષ્ટ નામ છે.

● પરંતુ ઈશ્વરના અમુક નામ એવા છે, જે તેના સ્વભાવ (Features) અનુસાર છે, જેમ કે - રહીમ, અર્થાત્ અત્યધિક દયા કરનાર અને 'ગફૂર' અર્થાત્ ક્ષમાશીલ.

ક્યારેક ઈશ્વર પોતાના એ નામોથી, જે તેના ગુણો અનુસાર છે, એ પયગંબરોને પણ યાદ કરે છે, જેમનામાં એ ગુણ છે; જેમ કે - પવિત્ર કુર્આનમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ને 'રહીમ' અને 'ગફૂર'ના નામથી યાદ કરવામાં આવેલ છે. (પવિત્ર કુર્આન, ૧૦:૧૨૮) કેમ કે હઝરત મુહમ્મદ (સલ્લ.) ખૂબ જ દયાળુ અને ક્ષમાશીલ હતા.

એ જ પ્રમાણે હિન્દુ ધાર્મિક ગ્રંથોમાં ઈશ્વરે ઘણાં પયગંબરોને પોતાના જ નામોથી યાદ કરેલ છે; ઉદાહરણાર્થ, હરિવંશ પુરાણમાં ઉલ્લેખ છે કે બ્રહ્માએ પોતાના શરીરના બે ભાગ કર્યા. એક ભાગ પુરુષનો તથા બીજો ભાગ સ્ત્રીનો બની ગયો.

આ જ પ્રકારની વાત હદીસ અને બાઈ-બલમાં પણ છે કે હઝરત આદમ (અલૈ.) ના શરીરના ડાબી તરફ (Left Side)થી હઝરત હવ્વા (અલૈ.)ને પેદા કર્યા છે.

આમ, હરિવંશ પુરાણમાં જેમને બ્રહ્મા કહેવામાં આવેલ છે, તે વાસ્તવમાં સ્વયં ઈશ્વર નહીં, પણ હઝરત આદમ (અલૈ.) છે.

એ જ પ્રમાણે અથર્વવેદમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બ્રહ્મા કહેલ છે, અને લખ્યું છે કે બ્રહ્માએ પોતાના પુત્ર અથર્વાની બલિ (કુરબાની) આપી. આ જ વાત પવિત્ર કુર્આનમાં છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના પુત્ર હઝરત ઇસ્માઈલ (અલૈ.)ની કુરબાની આપી. (પવિત્ર કુર્આન, ૩૭:૧૦૫), અને એ જ રીતે બાઈ-બલમાં પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કરેલ કુરબાનીનું વર્ણન છે.(Genesis-221) આમ, અથર્વવેદમાં જેને બ્રહ્મા કહેલ છે તે ઈશ્વર નહીં, બલ્કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને યહૂદી, ખ્રિસ્તી અને મુસલમાનો એમ બધા એક મહાન પયગંબર માને છે અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પણ પૂર્વજ છે.

● હઝરત ઈબ્રાહીમ (અલૈ.) મનુના દસમા વંશજ છે. તેમના નામ આ પ્રકારે છે :

નૂહ-સામ-અરફકશદ-શાલીખ-અબીર-ફાલિખ-અબ્રાગુ-શાહરુ-તાહરુ-તારીહ (અઝહૂર)-ઈબ્રાહીમ. (www.wikipedia.org)

**હઝરત ઈસ્માઈલ (અલૈ.) (અથર્વા) :**

● અથર્વવેદમાં જે બ્રહ્મા (હઝરત ઈબ્રાહીમ) દ્વારા પોતાના પુત્ર અથર્વ (હઝરત ઇસ્માઈલ) ની કુરબાની આપવાનું વર્ણન છે, તેને 'પુરુષ મેધા' કહેવામાં આવેલ છે. પુરુષ મેધાના બે શ્લોક આ પ્રમાણે છે :

**मूर्धानमस्य संसीव्याथार्वा हृदयं च यत् ।**
**मस्तिश्कादूर्ध्व पैरयत् पवमानोधि शीर्शतः**
**तद् वा अथर्वराः शिरो देवकोशः समुब्जितः**
**तत् प्रारो अभि रक्षति शिरो अन्नमथो मनः**

(અથર્વવેદ, ૧૦:૨:૨૬)

અંતિમ શ્લોકનો અર્થ છે, બ્રહ્માએ જ્યાં અથર્વાની કુરબાની આપવા ઇચ્છ્યું, ત્યાં ફરિશ્તાઓ વસે છે, અને ઈશ્વર તેમની રક્ષા કરે છે.

ઉપરોલ્લેખિત અથર્વવેદના શ્લોકમાં જેને અથર્વા કહેલ છે, તેને અરબી ભાષામાં હઝરત ઇસ્માઈલ કહેવામાં આવે છે અને તેઓ હઝરત મુહમ્મદ (સલ્લ.) ના ૬૧ મા વંશજ છે.

● હઝરત મુહમ્મદ (સલ્લ.) અને અથર્વા (હઝરત ઇસ્માઈલ)ના વચ્ચે જે પ્રસિદ્ધ લોકો વિત્યા છે, કેવળ તેમના નામ આ પ્રમાણે છે :

(અથર્વા) ઇસ્માઈલ-સબાફ-યાસાબ-નાકર-અદનાન-માઅદ-નાજર-નાસર-ઇલ્યાસ-કનાના-નફ-માલિક-ફિક્ર-ગાલિબ-લોવઈ-કાબ-મુરા-ખિલાબ-કોસાય-અબ્દે મનાફ-હાશિમ-અબ્દુલ મુત્તલિબ-અબ્દુલ્લાહ-પયગંબર હઝરત મુહમ્મદ.

(www.victorynewsmagazine.comAncestry ofprophetmuhammads.htm)

**<u>મક્કાના રહેવાસીઓની વિશેષતાઓ :</u>**

● આજે ભારતમાં વેપારની દુનિયામાં મારવાડી સમુદાયનું રાજ છે. રાજસ્થાનમાં ન વરસાદ છે, ન ખેતી. થવું તો એ જોઈતું હતું કે ત્યાંના લોકો ભૂખે મરતા, પણ ત્યાંના લોકો તો દેશ પર રાજ કરે છે ! આવું કેમ ?

કેમ કે તેમના પૂર્વજો ક્યારેય ગરીબ ખેડૂત નહોતા. ખેડૂત આકાશ જોતો રહે છે. વરસાદ થયો તો પેટ ભરાયું, નહિં તો ભૂખ્યા જ જીવન વિતાવતો રહે છે. પરંતુ રાજસ્થાનના લોકો, જેમનો વરસાદથી કોઈ સંબંધ નથી, તેઓ પોતાના બાવડાઓની તાકાતથી રોટી કમાતા રહ્યા. બુદ્ધિનો પ્રયોગ કરતા રહ્યા અને વેપાર અને સેનામાં ખૂબ જ ઉન્નતિ કરીને જીવિત રહ્યા.

● ઈશ્વરે પોતાના ઘર (કા'બા)ને ધરતીના કેન્દ્ર પર બનાવ્યું છે, અને ત્યાંના વાતાવરણને રણથી પણ વધારે કઠિન બનાવી દીધું છે. ત્યાં ખેતીની કોઈ સંભાવના જ નથી, અને ન માનસિક ગુલામ અને ગરીબ ખેડૂતના ત્યાં વસવાની કોઈ સંભાવના છે.

તેથી જે લોકો પણ મક્કામાં વસ્યા, તેઓ મારવાડીઓથી પણ વધારે વેપારી અને રાજપૂતોથી પણ વધારે બહાદુર થયા, કેમ કે ત્યાં જીવિત રહેવું રાજસ્થાનથી પણ વધારે કઠિન છે.

**<u>મક્કા શહેર કેવી રીતે વસ્યું ?</u>**

● જ્યારે હઝરત ઇસ્માઈલ (અથર્વા)નો જન્મ થયો તો હઝરત ઇબ્રાહીમે (અબિરામ-બ્રહ્માએ) હઝરત ઇસ્માઈલ અને તેમની માતા હઝરત હાજરા (રદિ.)ને લઈ જઈને કાબા શરીફની પાસે વસાવી દીધા અને ઈશ્વરના ચમત્કારથી કાબા શરીફની પાસે એક એવું ઝરણુ (Spring) શરૂ કરી દીધું કે તેનું પાણી જે ઉદ્દેશ્યથી પીવામાં આવે તે એવું ફળ આપે છે. આ ઝરણાને 'ઝમઝમ' કહે છે. જો કોઈ તેને ભૂખ મટાડવાના ઇરાદાથી પીએ તો તેનું પેટ ભરાઈ જાય છે. બીમારી દૂર કરવાના ઇરાદાથી પીએ તો બીમારી દૂર થઈ જાય છે. હાજી હજ્જ-યાત્રાથી પરત આવતી વખતે આ પાણી અવશ્ય સાથે લાવે છે અને ઉપહારના રૂપમાં મિત્રોમાં વહેંચે છે. આમ, આ ચમત્કારી આબે-ઝમઝમના કારણે દૂર-દૂરથી કબીલાઓ આવતા ગયા અને મક્કા શહેર વસતું ગયું. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સમયમાં આ શહેરની વસ્તી લગભગ ૬૦ હજાર હતી.

● કાબાને ફરિશ્તાઓએ ધરતી પર ઘણાં સમય પહેલાં બનાવેલ હતું, પરંતુ તે મનુ (નૂહ)ના જમાનામાં આવેલ પૂરમાં ધ્વસ્ત થઈ ગયું હતું.

● જ્યારે હઝરત ઇસ્માઈલ (અથર્વા) મોટા થયા તો હઝરત ઇબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઇસ્માઈલ (અલૈ.)એ મળીને તેનું પુનઃ નિર્માણ કર્યું. ત્યારથી હઝરત ઇસ્માઈલ (અલૈ.) અને તેમના વંશજો તેના ટ્રસ્ટી છે.

● કાબાને હઝરત ઈસ્માઈલ અલૈ. (અથર્વા) અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ફરીથી બનાવ્યું હતું, તેથી અથર્વવેદમાં કાબાની પ્રશંસામાં પાંચ શ્લોકો છે. (૧૦-૨-૨૯ થી ૩૩ સુધી) તેમાંથી એક આ પ્રમાણે છે :

**तस्मिन हिररायये कोशे त्र यरे त्रिप्रतिष्ठते**
**तस्मिन यद यक्षमात्मनन्वत तद वै ब्रह्मविदो विदुः**
(અથર્વવેદ, ૧૦:૨:૩૨)

● અર્થાત્ પ્રાર્થનાને યોગ્ય એ ઈશ્વરના ઘરમાં ત્રણ સ્તંભ (Column) અને ત્રણ બીમ (Beam) છે અને આ ઘર અમર જીવનનું કેન્દ્ર છે. ઈશ્વરની પ્રાર્થના કરવાવાળા આ વાતને જાણે છે.



ઉપરનું ચિત્ર કાબા શરીફના અંદરનું છે. આમાં ત્રણ સ્તંભ અને ત્રણ બીમ જોઈ શકાય છે. (ઈન્ટરનેટ પર પણ આ ચિત્ર શોધી અને જોઈ શકાય છે.)




(www.youtube.com link http://youtube/dHTZn3OZrw પર કાબા શરીફના અંદરનું દશ્ય તમે જોઈ શકો છો, જેમાં ત્રણ સ્તંભ સ્પષ્ટ દેખાય છે.)

● પદમ પુરાણમાં કાબા શરીફને આદી પુષ્કર કહેવામાં આવેલ છે અને તેમાં લખ્યું છે કે, ''બધા તીર્થોમાં આદિ પુષ્કર તીર્થ સૌથી પ્રાચીન તીર્થ છે.'' (પદમ પુરાણ, કલ્યાણ, ઓક્ટોબર ૧૯૪૪, પૃ.નં. ૯૬, ગોરખપુરથી પ્રકાશિત)

● હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના દેહાંત પછી જેમ-જેમ કાળ વિતતો ગયો, લોકો એક ઈશ્વરને છોડીને અનેક દેવી-દેવતાઓની પૂજા કરવા લાગ્યા. કાબા શરીફના અંદર ૩૬૦ મૂર્તિઓ મૂકવામાં આવી હતી. લોકોના આવા પાપ-કર્મોથી નારાજ થઈને ઈશ્વરે પોતાની કૃપા-દૃષ્ટિ તેમનાથી હટાવી લીધી અને ઝમઝમનું ચમત્કારી કૂવો સૂકાઈ ગયો અને એક લાંબી મુદ્દત સુધી સૂકો જ રહ્યો અને તેના ચિહ્નો પણ મટી ગયા.

**હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દાદા :**

હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દાદાનું નામ આમિર હતું, પરંતુ આપ અબ્દુલ મુત્તલિબના નામથી પ્રસિદ્ધ થયા. તેઓ ખૂબ સમજદાર, બુદ્ધિશાળી અને આકર્ષક વ્યક્તિત્વ ધરાવતા હતા. તેઓ કબીલાના સરદાર હતા અને હજ્જ માટે મક્કા આવતા હાજીઓના ભોજન-પાણીની વ્યવસ્થા કરતા હતા. તેઓ એક અલ્લાહને માનતા હતા. રમઝાનના મહિનામાં હિરા ગુફામાં એક મહિના સુધી એક અલ્લાહની બંદગી (પ્રાર્થના) કરતા રહેતા, અને પાછા આવીને ગરીબોને ભોજન કરાવતા.

કાબા શરીફની પાસે જે ઝમઝમનો ચમત્કારી કૂવો હતો અને લોકોની મૂર્તિપૂજાને જોઈને ઈશ્વરે ક્રોધિત થઈને જેનું પાણી સૂકવી દીધું હતું, અમુક સમય પછી તે કૂવો સપાટ થઈને ધરતીની બરાબર થઈ ગયો.

હઝરત અબ્દુલ મુત્તલિબે પોતાના પૂર્વજોથી આ ચમત્કારી ઝમઝમના કૂવા વિશે સાંભળ્યું હતું, અને તેઓ ઈચ્છતા હતા કે અલ્લાહ તેમના પર ફરીથી કૃપા કરે અને ઝમઝમનું પાણી પુનઃ પ્રદાન કરે.

એક રાત્રે અલ્લાહે તેમને સ્વપ્નમાં એ જગ્યા બતાવી, જ્યાં ઝમઝમનો કૂવો હતો. પરંતુ તે વખતે તે બે મૂર્તિઓ 'ઈસ્નાફ' અને 'નાઈલા'ના વચ્ચે હતો, અને ત્યાં બલિના ઊંટો કુરબાન થતા હતા. તેથી લોકોએ તે જગ્યાએ ખોદવાનું ખરાબ સમજ્યું અને તેમની કોઈ મદદ ન કરી.

લાચારીવશ હઝરત અબ્દુલ મુત્તલિબે પોતાના જ્યેષ્ઠ પુત્ર હારીસની સાથે તે જગ્યાએ ખોદવાનું શરૂ કર્યું અને ઝમઝમનું પાણી ફરીથી નીકળી આવ્યું.

આ ઝમઝમની શોધથી તેમના માન-સન્માનમાં ઓર વધારો થઈ ગયો.

જ્યારે લોકોએ હઝરત અબ્દુલ મુત્તલિબને કૂવો ખોદવામાં મદદ ન કરી અને તેમને પોતાના એક માત્ર પુત્રની સાથે કૂવો ખોદવો પડ્યો, તો તેમણે અલ્લાહથી દસ પુત્રો માટે દુઆ કરી, અને એ માનતા માની કે જો તેમના દસ પુત્રો યુવાન થયા તો એક પુત્રને અલ્લાહના માર્ગમાં કુરબાન કરશે.

અલ્લાહે તેમને દસ પુત્રો આપ્યા. જ્યારે તેઓ યુવાન થયા, તો ચિઠ્ઠીઓ દ્વારા કુરબાન થવાવાળા પુત્રનું નામ કાઢવામાં આવ્યું. તેમાં અબ્દુલ્લાહનું નામ નીકળ્યું. હઝરત અબ્દુલ્લાહ સૌથી નાના પુત્ર અને ભાઈઓમાં દરેક રીતે સૌના પ્રિય અને લાડલા હતા. બહેનોએ રડી-રડીને પિતા ઉપર કુરબાન ન કરવાનું દબાણ કર્યું.

વિદ્વાનોને જ્યારે આ સમસ્યાનો ઉપાય પૂછવામાં આવ્યો, તો તેમણે કહ્યું કે હઝરત અબ્દુલ્લાહ અને કુરબાની માટે દસ ઊંટો એ બંને વચ્ચે નામની ચિઠ્ઠી નાખીને નામ કાઢો. જો અબ્દુલ્લાહનું કુરબાની માટે ફરીથી નામ આવે તો કુરબાનીના ઊંટોની સંખ્યા વધારતા જાઓ.

આ રીતે કેટલીય વાર નામ કાઢવામાં આવ્યું, છેવટે ૧૦૦ ઊંટોની કુરબાની પર હઝરત અબ્દુલ્લાહનું નામ ન આવ્યું અને તેમનાં પ્રાણ બચી ગયા.

આ જ હઝરત અબ્દુલ્લાહ, જેમને હઝરત ઈસ્માઈલ (અલૈ.) (અથવા અથર્વા)ની જેમ કુરબાન થવાનું હતું, હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પિતાશ્રી હતા.

હઝરત અબ્દુલ્લાહ સદાચારી પિતાના સદાચારી પુત્ર હતા. લલાટ પરથી પવિત્રતાની જ્યોતિ નીકળી રહી હતી, જેને જોઈને એક જ્યોતિષી મહિલાએ (ઉમ્મે કતાલ બિન નોફી) તેમનાથી લગ્ન કરવાની ઇચ્છા કરી. પરંતુ હઝરત અબ્દુલ મુત્તલિબે તેમની શાદી મદીનાના પ્રતિષ્ઠિત કબીલા બનુ ઝોહરાના સરદાર વહબ બિન અબ્દે મુનાફની પુત્રી હઝરત આમિનાથી કરી દીધી.

તે વખતે હઝરત અબ્દુલ્લાહ ૨૫ વર્ષ અને હઝરત આમિના ૨૦ વર્ષના હતા.

લગ્ન પછી હઝરત અબ્દુલ્લાહ ત્રણ દિવસ મદીના રહ્યા, પછી અમુક મહિના મક્કામાં પોતાના ઘરે હઝરત આમિના પાસે રહ્યા. એ જ દિવસોમાં એક કાફલો વેપાર માટે સીરિયા જઈ રહ્યો હતો. હઝરત અબ્દુલ્લાહ પણ તેમના સાથે વેપાર માટે શામ ગયા. પાછા ફરતાં મદીનાની પાસે સ્વાસ્થ્ય ખરાબ થયું. તેઓ મદીનામાં પોતાના નાના (બની અદદ બિન નજ્જાર) ની પાસે રોકાઈ ગયા અને એક મહિનો બીમાર રહ્યા પછી ત્યાં તેમનું અવસાન થઈ ગયું.

હઝરત અબ્દુલ્લાહના દેહાંતના સાત મહિના પછી હઝરત મુહમ્મદ (સલ્લ.)નો ૨૦/૨૨ એપ્રિલ ૫૭૦ AD ના દિવસે જન્મ થયો.

Lunar Calender અનુસાર તે ૧૨ રબીઉલ અવ્વલ (12th day of Moon)નો દિવસ હતો.



# ૨. હઝરત મુહમ્મદ (સલ્લ.)નો પરિવાર

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ના નવ કાકા હતા.

૧. હારીસ ૨. કસમ ૩. અબૂ લહબ ૪. હ. અબૂ તાલીબ ૫. હઝરત અબ્બાસ ૬. હઝરત હમઝા ૭. ઝુબૈર ૮. મકુમ ૯. સાફર/ગીદાક.

● **હઝરત અબૂ તાલીબ** : તેમણે હઝરત મુહમ્મદ (સ.)નું પોતાના પુત્રની જેમ પાલન-પોષણ કર્યું અને આપની ૫૦ વર્ષની વય સુધી આપ ની મક્કાવાસીઓથી રક્ષા કરતા રહ્યા.

● **હઝરત અબ્બાસ** : હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ખૂબ ચાહતા હતા, પરંતુ ખૂબ સમય પછી મુસલમાન બન્યા. તેઓ ખૂબ ધનવાન હતા અને ફાઇનાન્શિયર (નાણા ધીરનાર) હતા. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દેહાવસાન પછી જે અબ્બાસી પરિવારના અનેક ખલીફાઓ થયા તે સૌ તેમના સંતાનોના સંતાન હતા.

● **હઝરત હમઝા** : હઝરત મુહમ્મદ (સ.)ના કાકા હતા, પરંતુ લગભગ એક જ વયના હતા. તેઓ ખૂબ બહાદૂર હતા અને ઉહદના યુદ્ધમાં શહીદ થયા હતા.

● **અબૂ લહબ** : ખૂબ આકર્ષક વ્યક્તિત્વ ધરાવતો હતો. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના જન્મની ખુશખબર આપનાર દાસીને ખુશ થઈને મુક્ત કરી દીધી. પરંતુ આપ (સલ્લ.)ની પયગંબરી પછી આપનો સૌથી મોટો દુશ્મન બની ગયો.

અન્ય પાંચ કાકાઓએ પણ ઈસ્લામનો સ્વીકાર કર્યો નહોતો.

● હઝરત મુહમ્મદ (સ.)ના ત્રણ સુપુત્રો અને ચાર સુપુત્રીઓ હતી. ત્રણેય પુત્રોનો બાળપણમાં જ દેહાંત થઈ ગયો હતો. આ સાતમાંથી છ હઝરત ખદીજા (રદિ.)થી પેદા થયા અને સૌથી નાના પુત્ર હઝરત ઈબ્રાહીમ હઝરત મારિયા (રદિ.)થી મદીનામાં પેદા થયા હતા.

ત્રણ પુત્રોનાં નામ આ પ્રમાણે છે : (૧) હઝરત કાસિમ (૨) હઝરત અબ્દુલ્લાહ (તાહીર, તય્યિબ) (૩) હઝરત ઈબ્રાહીમ.

ચાર સુપુત્રીઓના નામ આ પ્રમાણે છે :

(૧) હઝરત ઝૈનબ રદિ. (૨) હઝરત રુકૈયા રદિ. (૩) હઝરત ઉમ્મે કુલસુમ રદિ. (૪) હઝરત ફાતિમા રદિ.

**હઝરત ઝૈનબ (રદિ.) :**

હઝરત ઝૈનબ (રદિ.) સૌથી મોટા હતા. તેમનું લગ્ન તેમની માસીના પુત્ર હઝરત અબ્દુલ આસથી થયા હતા. તેમને બે સંતાનો હતા. પુત્રનું નામ હઝરત અલી બિન આસ (રદિ.) અને પુત્રીનું નામ હઝરત ઉમામા બિન્તે અબૂલ આસ (રદિ.) હતું. મક્કાથી મદીના જતી વખતે અબૂ જહલના પુત્ર ઇકરિમાએ તેમના ઊંટને ઝખ્મી કરી દેતાં તેઓ નીચે પડી ગયા અને ઈજાગ્રસ્ત થઈ ગયા. તે વખતે તેઓ ગર્ભવતી હતા. આ જ દુર્ઘટનાને કારણે અમુક વર્ષો પછી તેમનું અવસાન થઈ ગયું.

**હઝરત રુકૈયા (રદિ.) :**

હઝરત રુકૈયા (રદિ.) હઝરત ઝૈનબ (રદિ.)થી નાના હતા. તેમનું લગ્ન પહેલાં અબૂ લહબના પુત્ર ઉત્બાથી થયું હતું. (પણ વિદાઈ નહોતી થઈ). ઈસ્લામની દુશ્મનીમાં અબૂ લહબે આ સંબંધ તોડી નાખ્યો, તે પછી હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તેમનાં નિકાહ હઝરત ઉસ્માન (રદિ.)ની સાથે કરી દીધા. તેમણે પહેલાં હઝરત ઉસ્માન (રદિ.)ની સાથે હબ્શા હિજરત કરી, પછી મદીના આવી ગયા. તેમને એક પુત્ર હતા, જેમનું નામ અબ્દુલ્લાહ હતું. છ

વર્ષની વયે અબ્દુલ્લાહનું મૃત્યુ થઈ ગયું. 624 ADમાં હઝરત રુકૈયા (રદિ.)નું પણ અછબડાની બીમારીમાં અવસાન થઈ ગયું.

**હઝરત ઉમ્મે કુલસુમ (રદિ.) :**

તેઓ હઝરત રુકૈયા (રદિ.)થી નાના હતા. તેમનાં લગ્ન પણ અબૂ લહબના બીજા પુત્ર અતીબાથી થયા હતા (પણ વિદાઈ નહોતી થઈ) અને અબૂ લહબે દુશ્મનીમાં આ સંબંધ પણ તોડી નંખાવ્યો.

જ્યારે હઝરત રુકૈયા (રદિ.)નો દેહાંત થયો તો હઝરત ઉસ્માન (રદિ.) ખૂબ જ ઉદાસ રહેવા લાગ્યા હતા. હઝરત ઉસ્માન (રદિ.) ખૂબ જ સદાચારી, શરમાળ અને એ લોકોમાંથી હતા, જેમને ધરતી પર જ જન્નતની શુભસૂચના આપી દેવામાં આવી હતી. તેમણે હઝરત રુકૈયા (રદિ.)નું ખૂબ ધ્યાન રાખ્યું હતું. તેથી હઝરત મુહમ્મદ (સલ્લ.)એ હઝરત ઉમ્મે કુલસુમ (રદિ.)ના નિકાહ પણ હઝરત ઉસ્માન (રદિ.)થી કરી દીધા. નિકાહના છ વર્ષ પછી (631 AD) તેમનો પણ દેહાંત થઈ ગયો. તેમને કોઈ સંતાન નહોતી.

**હઝરત ફાતિમા (રદિ.) :**

તેઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સૌથી નાના સુપુત્રી હતા. (624 AD)માં તેમનાં નિકાહ હઝરત અલી (રદિ.)થી થયા. તેમને છ સંતાનો હતા, જેમાંથી બેનું બાળપણમાં જ દેહાંત થઈ ગયું. જે ચાર જીવિત રહ્યા, તે ખૂબ પ્રસિદ્ધ થયા. તેમનાં નામ આ પ્રમાણે છે :

૧. હઝરત હસન બિન અલી ૨. હઝરત હુસૈન બિન અલી ૩. હઝરત ઉમ્મે કુલસુમ બિન્તે અલી ૪. હઝરત ઝૈનબ બિન્તે અલી (રદિ.)

હઝરત ફાતિમા (રદિ.)નું અવસાન 633 AD માં થયું.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)નાં પ્રથમ લગ્ન હઝરત ખદીજા (રદિ.) સાથે ૨૫ વર્ષની વયે (596 AD માં) થયા હતા. હઝરત ખદીજા (રદિ.)ના દેહાંત પછી આપ (સલ્લ.)એ પોતાની નાની દીકરીઓની દેખભાળ માટે હઝરત સૌદા (રદિ.)થી નિકાહ કર્યા. લગ્ન સમયે હઝરત સૌદા (રદિ.)ની ઉંમર ખૂબ વધારે હતી. તેમનું કદ લાંબુ અને વજન વધારે હતું. હઝરત ખદીજા (રદિ.)ના દેહાંત પછી હઝરત મુહમ્મદ (સલ્લ.) ચાર વર્ષ સુધી કેવળ એક પત્ની હઝરત સૌદા (રદિ.)ની સાથે રહ્યા.

● હઝરત સૌદા (રદિ.) પછી આપે વિભિન્ન કારણોસર જે મહિલાઓથી લગ્ન કર્યા તેમના નામ આ પ્રમાણે છે :

૩. હઝરત આઇશા રદિ. ૪. હઝરત હફ્સા રદિ. ૫. હઝરત ઝૈનબ બિન્તે ખુઝૈમા રદિ. ૬. હઝરત ઉમ્મે સલમા રદિ. ૭. હઝરત ઉમ્મે હબીબા રદિ. ૮. હઝરત ઝૈનબ બિન્તે હજશ રદિ. ૯. હઝરત જુવૈરિયા રદિ. ૧૦. હઝરત સુફિયા રદિ. ૧૧. હઝરત રૈહાના રદિ. ૧૨. હઝરત મૈમૂના રદિ.

● હઝરત ઝૈદ (રદિ.) ગુલામ હતા. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તેમને આઝાદ કર્યા પછી તેમને પોતાના પુત્ર બનાવી લીધા હતા. તેમને લોકો 'ઝૈદ બિન મુહમ્મદ'થી બોલાવતા. પણ ઈશ્વરે અસલી પિતાના બદલે બીજાનું નામ લગાવવાની મનાઈ કરી, તો તેઓ 'ઝૈદ બિન હારિસ'ના નામથી ઓળખાવા લાગ્યા. તેમને એક પુત્ર હતા, જેમનું નામ ઉસામા હતું. હઝરત મુહમ્મદ (સલ્લ.) આ બંને પિતા-પુત્રથી ખૂબ પ્રેમ કરતા હતા, અને આ બંને પણ આપના પરિવારનાં સભ્યો હતા.

—●—

# ૩. હઝરત મુહમ્મદ (સલ્લ.)નું પયગંબરી પહેલાંનું જીવન

● અત્યારના જમાનામાં બાળકોને બોર્ડિંગ શાળાઓમાં સારા શિક્ષણ માટે મૂકવામાં આવતા છે. ૧૫૦૦ વર્ષ પહેલાં આરબ દેશમાં નાના બાળકોને ગામડાઓમાં મોકલવામાં આવતા હતા, જેથી બાળક શુદ્ધ-સ્વચ્છ વાતાવરણમાં રહે, ભાષા સારી અને શુદ્ધ થાય અને બાળક મહેનતુ અને બહાદુર બને.

તેથી ચાર મહિનાની વયથી પાંચ વર્ષની વય સુધી હઝરત મુહમ્મદ (સલ્લ.) હઝરત હલીમા (રદિ.)ની પાસે ગામડામાં રહ્યા.

● જ્યારે આપ છ વર્ષના હતા, ત્યારે આપની માતા હઝરત આમિના (રદિ.) આપને લઈને પોતાના પિયર મદીના ગયા. આપ ત્યાં એક મહિનો રહ્યા. મક્કા પાછા આવતી વખતે અબુવા નામના સ્થળે તેઓ બીમાર થઈ ગયા અને ત્યાં જ તેમનું 577 AD માં અવસાન થઈ ગયું. તેમની સેવિકા ઉમ્મે ઐમન (રદિ.), જે તેમની સાથે હતી, હઝરત મુહમ્મદ (સ.)ને લઈને મક્કા આવી ગઈ અને આપને દાદા હઝરત અબ્દુલ મુત્તલિબને સોંપી દીધા.

● આપના દાદા આપને ખૂબ ચાહતા હતા. તેમણે આપનું ખૂબ સ્નેહથી પાલન-પોષણ કર્યું, પરંતુ જ્યારે આપની વય આઠ વર્ષની હતી, તો તેમનું પણ 579 AD માં મૃત્યુ થઈ ગયું.

● પોતાના મૃત્યુ પહેલાં તેમણે આપને આપના સગા કાકા હઝરત અબૂ તાલીબને સોંપી દીધા. હઝરત અબૂ તાલિબ પણ આપને પ્રાણથી વધારે ચાહતા હતા. ચાળીસ વર્ષ સુધી આપ (સલ્લ.)ની દેખભાળ અને રક્ષા કરતા રહ્યા.

● હઝરત અબૂ તાલીબ વેપારી હતા. તેમનો સીરિયા અને મક્કા વચ્ચે ઘઉં અને અત્તરનો વેપાર હતો. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તેમનાથી જ વેપારની કળા શીખી અને 25 વર્ષની વયમાં જ ભાગીદારીમાં આપ (સલ્લ.) પણ પોતાનો વેપાર કરવા લાગ્યા.

● હઝરત અબૂ તાલીબનો પરિવાર ખૂબ મોટો હતો. ખર્ચ વધારે હતો, તેથી આપ (સલ્લ.)ને વેપાર માટે વધારે મૂડી ન આપી શક્યા. તેથી આપ (સલ્લ.) ભાગીદારીમાં વેપાર કરતા રહ્યા. મહેનત અને દોડધૂપ આપ (સલ્લ.) કરતા અને મૂડી કોઈ બીજાની રહેતી, અને નફો બંને વહેંચી લેતા.

આપ (સલ્લ.) સ્વાભાવિક રૂપે પ્રમાણિક, સાચા અને વચનના પાક્કા હતા. તેથી લોકો આપને 'અમીન' (સાચા) કહીને બોલાવતા, અને આપ પોતે પણ ભાગીદારીના ઇચ્છુક રહેતા.

● હઝરત ખદીજા (રદિ.) ખૂબ જ પવિત્ર, સમજદાર અને ધનવાન મહિલા હતા. તેઓ પોતે તો વેપારી પ્રવાસ નહોતા કરતા, પણ લોકોને મૂડી આપીને ભાગીદારીમાં વેપાર કરતા હતા.

જ્યારે તેમણે હઝરત મુહમ્મદ (સલ્લ.)ની ઈમાનદારી, સચ્ચાઈ અને સમજદારીની ચર્ચા સાંભળી, તો આપ (સલ્લ.)ને પણ વેપારી માલ-સામાન આપીને પોતાના ગુલામ મૈસરાની સાથે સીરિયા મોકલ્યા. આપ (સલ્લ.)નો આ

વેપારી સફર ખૂબ લાભદાયક રહ્યો અને તેનાથી હઝરત ખદીજા (રદિ.)ને અપેક્ષાથી વધારે લાભ થયો.

● હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે સામાન્ય લોકો એટલું તો જાણતા હતા કે આપ અત્યંત પવિત્ર, સાચા, પ્રમાણિક, વચનના પાક્કા છે. તેથી લોકો આપને 'અમીન' (અમાનતદાર) અને 'સાદીક' (સત્યનિષ્ઠ) કહીને બોલાવતા. પરંતુ જે લોકો આપ (સલ્લ.)ની સાથે રાત-દિવસ રહેતા હતા, તેઓ એ અનુભવ પણ કરતા હતા કે આપ (સલ્લ.)ના સાથે ખૂબ વિચિત્ર ઘટનાઓ પણ બનતી રહેતી હતી. જેમ કે - આપ કોઈ વૃક્ષની નીચે બેસી જતા અને આપના ઉપર તડકો આવતો તો તે વૃક્ષની ડાળીઓ આપોઆપ એવી રીતે ઝૂકી જતી કે આપના ઉપર છાંયડો થઈ જતો. જ્યારે આપ રણમાં ધોમધખતા તડકામાં ચાલી રહ્યા હોય તો કોઈ અદૃશ્ય શક્તિ આપ (સલ્લ.)ના માથા પર છાંયડો કરી દેતી. આપના પરસેવામાં પણ દુર્ગંધ નહોતી; વગેરે.

હઝરત ખદીજા (રદિ.)ના ગુલામ મૈસરાએ આ બધી વાતો હઝરત ખદીજા (રદિ.)ને બતાવી.

● હઝરત ખદીજા (રદિ.)ની વય માત્ર ૪૦ વર્ષ હતી, પણ આટલી નાની ઉંમરમાં ત્રણ વાર વિધવા થઈ ચૂક્યા હતા, અને તેમના જીવનમાં એકલતા હતી. હઝરત મુહમ્મદ (સલ્લ.)ની સચ્ચાઈ, ઈમાનદારી, પ્રતિષ્ઠિત કુળ અને દિવ્ય સુરક્ષાનો આવો પ્રબંધ જોયો તો ફરી એક વાર તેમના મનમાં એક ખુશહાલ જીવનના સપનાં જાગ્યા અને તેમણે પોતાની સખી નફીસા દ્વારા હઝરત મુહમ્મદ (સલ્લ.)ને લગ્ન માટે પ્રસ્તાવ મોકલ્યો. હઝરત ખદીજા (રદિ.)ના પિતાનું પણ અવસાન થઈ ગયું હતું, તેથી તેમના કાકા ઉમરૂ બિન અસદ, હઝરત મુહમ્મદ (સલ્લ.)ના કાકા હઝરત અબૂ તાલીબ અને હઝરત હમઝાએ પરસ્પર સલાહ-મસ્લત કર્યા પછી તે બંનેના નિકાહ 595 AD માં કરી દીધા.

● તે પછી આપ (સલ્લ.) ૧૫ વર્ષ સુધી લોકોની વચ્ચે એક સારા પતિ, સારા પિતા અને સમાજનાં સુખ-દુઃખની ચિંતા કરવાવાળા એક આદર્શ વ્યક્તિના રૂપમાં રહ્યા. પયગંબરોને એક આદર્શ વ્યક્તિના રૂપમાં સમાજમાં લાંબા સમય સુધી રાખવાની અલ્લાહની આ એક પરંપરા છે.

આનો ફાયદો એ છે કે જયારે પણ આ આદર્શ વ્યક્તિ કહે છે કે હું અલ્લાહનો પયગંબર છું, તો લોકો જાણે છે કે તેણે જીવનમાં ક્યારેય જૂઠ નથી બોલ્યું, તેથી તે આજે પણ સાચું જ કહી રહ્યો છે. જયારે પયગંબર કહે છે કે નિઃસહાયની સહાયતા કરો, તો લોકો એમ નથી કહી શકતા કે સ્વયં તો ૪૦ વર્ષ સુધી લોકોની સાથે અન્યાય કર્યો અને હવે અમને ન્યાયનો પાઠ ભણાવી રહ્યો છે. અર્થાત્ તેઓ પયગંબરને, તેમના વંશને, તેમના આચરણને અને તેની દરેક વસ્તુને સારી રીતે જાણતા હોય છે, અને તેને ન માનવાના અનુસંધાનમાં તેના અંદર કોઈ દોષ કે ત્રુટિ કાઢી શકતા નથી.

આવું જ હઝરત મુહમ્મદ (સલ્લ.)ની સાથે થયું. મક્કાના રહેવાસીઓએ તેમની શિક્ષાઓને અહંકાર, ઘમંડ, હઠાગ્રહ, જિદમાં આવીને ન સ્વીકારી, પરંતુ તેઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આચરણ પર કદી આંગળી ન ઉઠાવી શક્યા. તેમને હંમેશા માનવું પડ્યું કે આપ એક આદર્શ વ્યક્તિ છે.

(સિરતે અહમદ મુજતબા - સલ્લ.)



# ૪. હઝરત મુહમ્મદ (સલ્લ.)નું પયગંબરી પછીનું જીવન

૩૭ વર્ષની વયથી ૪૦ વર્ષની વય સુધી હઝરત મુહમ્મદ (સલ્લ.) સાચા સપનાં જોતા. આપ (સલ્લ.)નું મન લોકોથી દૂર એકાંતમાં એક ઈશ્વરનાં સ્મરણમાં મગ્ન રહેવાની ઈચ્છા કરતું, અને આપ ઘરેથી ભોજન-પાણીની અમુક દિવસોની સામગ્રી લઈને પહાડના શિખર પર એક 'હિરા' નામની ગુફામાં ચાલ્યા જતા અને અલ્લાહનું સ્મરણ કરતા રહેતા.

(મક્કાના લોકો એક અલ્લાહને માનતા હતા, પણ તેના સાથે અનેક દેવી-દેવતાઓની પણ પૂજા-અર્ચના કરતા હતા. ધરતી પર આ મૂર્તિપૂજા અને અનેકેશ્વરવાદને રોકવા માટે જ અલ્લાહે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પયગંબર બનાવ્યા હતા.)

આ જ હિરા નામની ગુફામાં ઈશ્વરની યાદ કરતી વખતે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ઈશ્વરે હઝરત જિબ્રઈલ (અલૈ.) દ્વારા ૪૦ વર્ષની વયે એ બતાવ્યું કે આપ (સલ્લ.) એક પયગંબર છે અને તેમણે લોકોનું માર્ગદર્શન કરવાનું છે. હઝરત મુહમ્મદ (સલ્લ.) ૪૦ વર્ષની ઉંમરથી ૬૩ વર્ષની ઉંમર સુધી ઈશ્વરનો સંદેશ લોકોને પહોંચાડતા રહ્યા.

૨૩ વર્ષનો આ એ સમયગાળો છે, જેમાં અનેક લોકો આપ (સલ્લ.)ને સમજવામાં ભૂલ કરતા રહ્યા છે. આપ (સલ્લ.)ના જીવનને સારી રીતે સમજવા માટે હું સારાંશમાં આપ (સલ્લ.)ના પયગંબરીના ૨૩ વર્ષના જીવન વિશે બતાવવાનો પ્રયાસ કરું છું.

- ૪૦ વર્ષની વયે ઈશ્વરે આપ (સલ્લ.)ને કુર્આનનું જ્ઞાન આપવાનું શરૂ કર્યું, અને તે પછીના ૨૩ વર્ષ સુધી આપતા રહ્યા.

પ્રથમ ત્રણ વર્ષ સુધી આપને કેવળ પોતાના સગાવહાલાઓ અને મિત્રોમાં જ ધર્મ-પ્રચાર કરવાની અનુમતિ હતી. આ ત્રણ વર્ષના ધર્મ-પ્રચારથી માત્ર ૪૦ મુસલમાન બન્યા હતા.

- ચોથા વર્ષે (614 AD) આપને સામાન્ય લોકોમાં ધર્મનો પ્રચાર કરવાનો આદેશ મળ્યો. મૂર્તિપૂજા ન કરવાની શિક્ષા લોકોને પસંદ ન આવી, અને આખું શહેર આપનું શત્રુ બની ગયું.

- પાંચમા વર્ષથી ૧૩ વર્ષ સુધી આપ મક્કામાં જ રહ્યા. પરંતુ આપને માનવાવાળાઓને ખૂબ જ યાતનાઓ આપવામાં આવતી રહી. તેથી તે બધા મક્કા છોડીને હબ્શા (ઈથોપિયા) ચાલ્યા ગયા. તે સૌની સંખ્યા ૮૦ હતી.

- હઝરત મુહમ્મદ (સલ્લ.)નો કબીલો ખૂબ જ પ્રતિષ્ઠિત અને શક્તિશાળી હતો. આપ (સલ્લ.)ના કબીલાના મોટાભાગના લોકો મુસલમાન નહોતા બન્યા, તેમ છતાં તેઓ આપની રક્ષા કરતા. જ્યારે મક્કાવાસીઓને હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પરેશાન કરવાનો અવસર ન મળ્યો, તો તેમણે આપ (સલ્લ.)ના આખા કબીલાનો (Oct. 615 AD થી Sep. 618 AD સુધી) સામાજિક બહિષ્કાર કરી દીધો. આ ત્રણ વર્ષ આપ (સલ્લ.)ના આખા કબીલા માટે ખૂબ જ કઠિન હતા.

- ત્રણ વર્ષ પછી સામાજિક બહિષ્કાર સમાપ્ત થયો, પણ આ જ વર્ષે (618AD) આપની પ્રિય પત્ની હઝરત ખદીજા (રદિ.) અને આપના પ્રિય કાકા હઝરત અબૂ તાલીબનું મૃત્યુ થઈ ગયું.

- હઝરત અબૂ તાલીબ પછી આપ (સલ્લ.)ના કબીલાનો સરદાર અબૂ લહબ બન્યો. તે

આપનો કટ્ટર દુશ્મન હતો. તેણે પોતાના કબીલા દ્વારા આપની રક્ષાથી ઈન્કાર કરી દીધો, અને આપ ઉપર મુસીબતોના પહાડ તૂટી પડ્યા.

● મક્કાથી નિરાશ થઈને આપ (સલ્લ.)એ (June 619AD) મક્કાની પાસેના બીજા શહેર તાઈફનો પ્રવાસ કર્યો અને ત્યાંના સરદારોને ઈશ્વરનો સંદેશ આપવાની ઇચ્છા કરી. પરંતુ એ લોકોને આપ (સલ્લ.)ની સાથે ખૂબ ખરાબ વ્યવહાર કર્યો, અને આપ (સલ્લ.)ને એટલા પથ્થરો માર્યા કે આપ ઇજાઓથી ચૂર થઈ ગયા.

● પત્ની અને કાકાના દેહાંત, મક્કાનો દરેક વ્યક્તિ આપનો દુશ્મન, તાઈફમાં નિષ્ફળતા, આ કારણોથી આપ (સલ્લ.) ખૂબ જ દુઃખી રહેવા લાગ્યા, તો અલ્લાહની આજ્ઞાથી હઝરત જિબ્રઈલ (અલૈ.) આપને (July 620AD)ની એક રાત્રે પહેલા 'બુર્રાક' (એક દિવ્ય ઘોડો) પર સવાર કરીને મક્કાથી જેરૂસલેમ (ઇઝરાયલ) લઈ ગયા, ત્યાં આપ (સલ્લ.)એ ધરતી પર અગાઉ આવી ચૂકેલા તમામ પયગંબરોને નમાઝ પઢાવી, પછી ત્યાંથી અલ્લાહે આકાશમાં બોલાવીને સ્વર્ગ-લોકની સેર કરાવી. આપ (સલ્લ.)એ મૃત્યુ પછી જે થવાનું છે, તે પોતાની આંખોથી જોયું. તેનાથી આપનું મનોબળ ઓર વધી ગયું અને આપની નિરાશા ઓછી થઈ.

● આરબ લોકો મૂર્તિપૂજા તો કરતા હતા, પણ તે એ સત્યને જાણતા હતા કે આ સૃષ્ટિનો રચયિતા કેવળ અલ્લાહ છે, અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ હજ્જનો જે સંદેશ આપ્યો હતો તે અનુસાર હજ્જ પણ કરતા હતા.

હજ્જ પ્રસંગે સમગ્ર આરબ પ્રદેશના લોકો મક્કામાં એકઠા થતા, તો આ અવસરે હઝરત મુહમ્મદ (સલ્લ.) તેમને અલ્લાહના સાચા ધર્મ વિશે બતાવતા. યહૂદીઓ અને ખ્રિસ્તીઓના ધર્મગ્રંથોમાં એક પયગંબર આવવાનો છે એવી ભવિષ્યવાણી હતી અને તેઓ એ પયગંબરની રાહ જોઈ રહ્યા હતા, અને તેઓ આરબોને ધમકી આપતા હતા કે એ પયગંબરના આવ્યા પછી અમે વધારે શક્તિશાળી બની જઈશું અને તમને પરાજિત કરી દઈશું.

તેથી આરબવાસીઓને પણ ખબર હતી કે એક પયગંબર આવવાનો છે. 620 AD માં મદીનાના અમુક હાજીઓએ જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે સાંભળ્યું તો તેઓ ઓળખી ગયા કે આ જ એ પયગંબર છે, જેના આવવાની ચર્ચા યહૂદીઓ અને ખ્રિસ્તીઓ કરતા હતા. તેમણે વિચાર્યું કે એ પહેલાં કે યહૂદી તેના ઉપર ઈમાન લઈ આવે, આપણે ઈમાન લઈ આવીએ અને તે સૌ મુસલમાન બની ગયા. આ કુલ છ લોકો હતા. તે પછીના વર્ષે 621 AD માં તેઓ હજ્જ વખતે પોતાની સાથે બીજા લોકોને લઈને આવ્યા, તેઓ પણ મુસલમાન બની ગયા. આ રીતે 622 AD માં હજ્જના પ્રસંગે મદીનાના ૭૫ લોકો મુસલમાન બની ગયા. તેમણે હઝરત મુહમ્મદ (સલ્લ.)ની પાસે કુર્આન શીખવા માટે એક શિક્ષકની માગણી કરી. આપ (સલ્લ.)એ હઝરત મુસૈબ બિન ઉમૈર (રદિ.)ને તેમના સાથે કરી દીધા. હઝરત મુસૈબ (રદિ.) મદીના ગયા અને તેમના ધર્મ-પ્રચારથી મદીનામાં અનેક લોકો મુસલમાનો બની ગયા.

● કા'બાશરીફમાં ૩૬૦ મૂર્તિઓ મૂકેલ હતી, જેના દર્શન માટે આખું વર્ષ લોકો આવતા અને મક્કાવાસીઓનો વેપાર ચાલતો રહેતો. ઇસ્લામ ધર્મ આવતાં જ મૂર્તિપૂજા અને મક્કા-વાસીઓનો વેપાર બંધ થઈ જતો. તેથી જ્યારે મક્કાવાસીઓને મદીનામાં ઇસ્લામના ફેલાવાની ખબર પહોંચી તો તેઓ ખૂબ ક્રોધિત થઈ ગયા અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ને જ મારી નાખવાનો નિર્ણય કર્યો. જ્યારે આપ (સલ્લ.)ને તેમના ઇરાદાની ખબર પડી તો આપ 12 અને 13 Sep. 622 ના વચ્ચેની રાત્રે

મક્કાથી મદીના ચાલ્યા ગયા. આ પયગંબરીનું તેરમુ વર્ષ હતું. આ ઘટનાને 'હિજરત' કહે છે. આ જ ઘટનાથી હિજરી સંનનો આરંભ થાય છે.

● મક્કામાં હઝરત મુહમ્મદ (સલ્લ.) અને બે-ચાર અન્ય લોકોને છોડીને બીજા તમામ લોકો મૂર્તિપૂજા કરવાવાળા હતા. તેથી મક્કામાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ની તમામ શિક્ષાઓ કેવળ પ્રાથમિક (Basic) રહેતી; જેમ કે - આ સંસાર-જગતનો રચયિતા કેવળ એક ઈશ્વર છે, તેથી તે એક ઈશ્વરને છોડીને બીજા કોઈની સામે પોતાનું માથું ન ટેકવો. પરંતુ મદીનામાં ઘણા લોકો મુસલમાન બની ગયા હતા અને બીજા શહેરોના મુસલમાનો પણ ત્યાંથી આવીને મદીનામાં આશ્રય લઈ રહ્યા હતા. તેથી હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પયગંબરીના ચૌદમા વર્ષે મદીનામાં કેટલીય મસ્જિદો બનાવી અને એક ઇસ્લામી સમાજની રચના કરી. જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.) મદીના આવી ગયા અને ત્યાં મુસલમાનોની સંખ્યા વધવા લાગી, તો મક્કા-વાસીઓએ મદીનામાંથી પણ મુસલમાનોને નેસ્તનાબૂદ કરવાનો મક્કમ ઇરાદો કરી લીધો. યુદ્ધના ખર્ચને પહોંચી વળવા માટે તેમણે એવી યોજના બનાવી કે મક્કા શહેરનો દરેક વ્યક્તિ વેપારમાં નાણા રોકે અને તેનાથી જે નફો થાય તેને યુદ્ધ માટે દાન કરે.

**પયગંબરીનું ૧૫ મુ વર્ષ :**

● મક્કાવાસીઓ શામ (સીરિયા) અને યમન સાથે વેપાર કરતા હતા. મદીના, મક્કા અને શામની વચ્ચે રસ્તામાં આવતું હતું. જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને તેમની યોજનાની ખબર પડી, તો એ પહેલાં કે તેઓ શામથી વેપાર કરીને ધન કમાઈ લાવે અને તેના વડે આક્રમણ કરે, આપે તેમનો શામનો રસ્તો બંધ કરી દેવાની યોજના બનાવી અને મક્કાવાસીઓને પણ એ ખ્યાલ આવી ગયો કે હવે તેઓ શામ સાથે સુરક્ષિત વેપાર કરી શકતા નથી.

● તેથી શામથી આવતા તેમના એક વેપારી કાફલાને કોઈપણ પ્રકારના જોખમથી બચાવવા માટે તેમણે ૧,૩૦૦ સૈનિકો મોકલ્યા.

જ્યારે તે કાફલો મદીનાની પાસેથી રસ્તો બદલીને સુરક્ષિત પસાર થઈ ગયો, તો ફક્ત ૩૦૦ સૈનિકો જ મક્કા પરત ફર્યા, બાકીના ૧,૦૦૦ સૈનિકોનો ઇરાદો મદીના પર આક્રમણ કરવાનો હતો. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ માત્ર ૩૧૩ સાથીઓથી તેમનો 'બદ્ર' નામના સ્થળે સામનો કર્યો અને આપ વિજયી થયા. આ ઘટના પયગંબરીના ૧૫ મા વર્ષે બની હતી.

**પયગંબરીનું ૧૬ મુ વર્ષ :**

● મક્કાવાસીઓએ યુદ્ધ માટે ધન અને સાજ-સામાન તો અગાઉથી એકત્ર કરી લીધો હતો અને તેઓ ખૂબ પહેલાથી જ ઇસ્લામને મિટાવી દેવાની ઇચ્છા રાખતા હતા અને યુક્તિઓ કર્યા કરતા હતા. પરંતુ હવે તેમને 'બદ્ર'ના પરાજયનું કલંક પણ દૂર કરવાનું હતું. તેથી તેમણે ૩૦૦૦ સૈનિકોની સાથે મદીના પર આક્રમણ કર્યું. 'ઉહદ' નામના સ્થળે મુસલમાનોથી તેમનો સામનો થયો. મુસલમાનો શરૂઆતમાં વિજયી બન્યા પછી પોતાની એક ટુકડીથી ભૂલ થઈ જવાને કારણે પરાજિત થયા અને તેમને ખૂબ નુકસાન ઉઠાવવું પડ્યું.

**પયગંબરીનું ૧૮ મુ વર્ષ :**

● 'ઉહદ'માં મુસલમાનો પરાજિત થયા હતા. મુસલમાનોને સંપૂર્ણપણે નેસ્તનાબૂદ કરવા માટે મક્કાવાસીઓ બે વર્ષ પછી આખા આરબ પ્રદેશથી ૧૦,૦૦૦ સૈનિકો લઈને મદીના પર તૂટી પડ્યા. મુસલમાનો બધા સાથે મળીને પણ તેમનો મુકાબલો કરી શકે એમ નહોતા. તેથી તેમણે શહેરની સીમા પર એક ખાઈ (Trench) ખોદીને શહેરનો બચાવ કર્યો.

આ યુદ્ધ એક મહિના સુધી ચાલ્યું. પરંતુ હુમલાખોરો ખાઈ પાર ન કરી શક્યા. છેવટે ઈશ્વરે આંધી મોકલીને તેમના તંબુઓ ઉખાડી દીધા અને તેઓ હારી-થાકીને ત્યાંથી પાછા ચાલ્યા ગયા.

જો તેઓ સફળ થતા, તો શહેરનો એકપણ મુસલમાન સલામત ન રહેતો, ન અંતિમ મશાલ (પવિત્ર કુર્આન) પ્રજ્વલિત રહેતી.

આ ઘટના પયગંબરીના ૧૮ મા વર્ષે માર્ચ 627 AD માં બની હતી.

આ યુદ્ધનું વર્ણન અથર્વવેદ (૨૦:૨૧:૬) માં આ પ્રમાણે છે :

**से त्वा अमदन तानि वृषाया ते सोमासो वृत्रहत्येषु स्त्पते यत कारवे दश वृत्रायपति वर्हिष्मते नि सहस्रानि वर्शयः ॥६॥**

(ભાવાર્થ : સત્યવાદી વીરોએ ઈશ્વરની પ્રાર્થનાના ગીત ગાતાં વીરતાથી દસ હજાર શત્રુઓની સેનાને લડ્યા વગર પરાજિત કરી. - Muhammad in World Scriptures, by A. H. Vidyarthi)

- જ્યારે સમગ્ર અરબસ્તાન એક જૂથ થઈને મદીના પર હુમલાની તૈયારી કરી રહ્યું હતું, તો હઝરત મુહમ્મદ (સ.) અને તેમના સાથીઓને તેની જાણકારી હતી. પણ તેઓ નિઃસહાય હતા. અરબ પ્રદેશના કોઈપણ જગ્યાએ જઈને પણ તેમને રોકી શકે તેમ નહોતા. તેથી ખાઈ ખોદીને તેમણે પોતાનો બચાવ કર્યો. આ વખતે તો તેઓ બચી ગયા, પરંતુ સંભવ હતું કે દુશ્મનો હજુ વધારે સંખ્યામાં આવીને તેમના પર હુમલો કરે અને પછી ખાઈ ખોદવા છતાં તેઓ પોતાનો બચાવ ન કરી શકે. તેથી હઝરત મુહમ્મદ (સલ્લ.)એ એવી નીતિ અપનાવી કે જેવી સૈનિકો એકત્ર થવાની માહિતી મળે, તરત જ પોતાના સાથીઓને મોકલીને તેમને વેરવિખેર કરી દેતા. આવું તેમને અનેક વખત કરવું પડ્યું.

**પયગંબરીનું ૧૯ મુ વર્ષ :**

- એક રાત્રે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ સ્વપ્ન જોયું કે આપ ઉમરા કરી રહ્યા છે. ઉમરામાં કાબા શરીફ, સફા-મરવાની પરિક્રમા કરવામાં આવે છે અને માથાના વાળ મુંડાવવામાં આવે છે.

જ્યારે આપ (સલ્લ.)એ પોતાના સાથીઓ સાથે આ સ્વપ્નની ચર્ચા કરી, તો બધાના હૃદયમાં પોતાના જૂના શહેર મક્કા અને ઈશ્વરના ઘરને જોવાની ઉત્કંઠા જાગી ઉઠી.

- હઝરત મુહમ્મદ (સલ્લ.)અને ૧૪૦૦ લોકો એ ઉમરાના ઇરાદાથી મદીનાથી મક્કા પ્રસ્થાન કર્યું. પરંતુ મક્કાવાસીઓએ તેમને મક્કા શહેરમાં પ્રવેશથી રોકી લીધા અને યુદ્ધ માટે તૈયાર થઈ ગયા. ખૂબ જ ચર્ચા-વાર્તાલાપ પછી બંને પક્ષ એક સંધિ માટે સંમત થયા. આને 'સુલેહ હુદૈબિયા'ના નામથી યાદ કરવામાં આવે છે.

આ સંધિમાં એ વાતનો સ્વીકાર કરવામાં આવ્યો બંને પક્ષો એક-બીજાથી અને એક-બીજાના મિત્ર કબીલાઓથી કદી યુદ્ધ નહીં કરે અને હઝરત મુહમ્મદ (સલ્લ.) પછીના વર્ષે ઉમરા માટે આવશે (આ વર્ષે નહીં).

આ ઘટના પયગંબરીના ૧૯ મા વર્ષે બની.

**પયગંબરીનું ૨૦ મુ વર્ષ :**

- યહૂદીઓ આરબ દેશમાં ખૂબ ધનવાન અને શિક્ષિત હતા. તેઓ પોતાને આરબોથી વધારે મહાન સમજતા હતા. પરંતુ જ્યારેથી ઇસ્લામ આવ્યો, તેમની મોટાઈ સમાપ્ત થઈ ગઈ હતી. તેથી તેઓ મુસલમાનોથી ખૂબ નફરત કરતા હતા, અને આરબોને મુસલમાનો વિરુદ્ધ ઉશ્કેરતા રહેતા હતા. આરબોને તેમના વારંવારના ષડયંત્રોથી પવિત્ર કરવા માટે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ એ જ ૧,૪૦૦ ઉમરાવાળા સાથીઓની સાથે યહૂદીઓનો 'ખૈબર' મુકામે જે કિલ્લો હતો તેને ઘેરી લીધો. તેઓ વીસ હજાર હતા, પરંતુ લાંબી લડાઈ ન કરી અને હાર માની લીધી અને એક શાંતિ-સંધિ પર હસ્તાક્ષર કરી દીધા.

સંધિ પછી તે લોકોએ મુસલમાનોને ભોજન પર આમંત્રણ આપ્યું અને ભોજનમાં ઝેર ભેળવી દીધું. પયગંબર સાહેબના એક સાથીએ એક કોળિયો ખાઈ લીધો અને તેનું મૃત્યુ થઈ ગયું. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કોળિયો મોઢામાં મૂકીને બહાર કાઢી નાખ્યો. તેમને ઝેરની થોડીક અસર થઈ ગઈ. આપ તે પછીના પાંચ વર્ષ જીવિત રહ્યા, પણ ક્યારેક આપ એ ઝેરની અસરથી બીમાર પડી જતા અને અંતે એ જ ઝેરની અસરથી આપનો દેહાંત થઈ ગયો. (સહીહ બુખારી, Vol.-2, P. 659, No, 1554 ) આ ઘટના પયગંબરીના ૨૦ મા વર્ષે બની.

● મક્કાવાસીઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને હંમેશા પરેશાન કરતા રહેતા હતા અને એક રીતે તેઓ માથાનો દુખાવો બની ગયા હતા. તેમની સાથે હુદૈબિયાની સંધિ થઈ થયા પછી એક વર્ષ શાંતિનું વાતાવણર બની રહ્યું. તે સમયગાળામાં હઝરત મુહમ્મદ (સલ્લ.)એ અરબ પ્રદેશની બહાર રાજાઓને ધર્મ-પ્રચાર હેતુ પત્રો લખવાનાં શરૂ કર્યા. આપ (સલ્લ.)એ રોમ, ઈરાન, મિસર (ઇજિપ્ત), યમન અને શામ (સીરિયા)ના રાજાઓને પત્રો મોકલ્યા.

રોમના રાજાએ આપને પયગંબર તો માન્યા, પણ મુસલમાન ન બન્યો. ઈરાનનો રાજા ખૂબ જ ક્રોધિત થયો અને આપના પત્રને ફાડી નાખ્યો. મિસરના રાજાએ આપનો પત્ર લઈને જનાર વ્યક્તિનો ખૂબ આદર-સત્કાર કર્યો અને ભેટસોગાદની સાથે પાછો મોકલ્યો.

યમનના રાજાએ લખ્યું કે જો તમે રાજપાટમાં મને ભાગીદાર બનાવો તો હું ઇસ્લામ કબૂલ કરીશ. ઇસ્લામ રાજપાટ માટે અવતરિત થયો નથી, તેથી હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તેનો ઇન્કાર કરી દીધો.

ઈથોપિયાના રાજાએ આપના દૂતનો ખૂબ આદર કર્યો અને ઈમાન કબૂલ કરીને મુસલમાનો બની ગયો.

સીરિયાની સીમા પર શરજીલ બિન ઉમરૂ નામનો સરદાર રાજ કરતો હતો. તે હઝરત મુહમ્મદ (સલ્લ.)નો પત્ર વાંચીને ખૂબ ગુસ્સે થઈ ગયો. આપના દૂતની મારી નાખ્યો અને મદીના પર આક્રમણની તૈયારીનો આદેશ આપ્યો.

● શરજીલ બિન ઉમરૂથી નિપટવા માટે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ૩,૦૦૦ સૈનિકો મોકલ્યા. પણ શરજીલ અગાઉથી જ હુમલાની તૈયારી કરી રહી રહ્યો હતો, તેથી તેણે બે લાખ સૈનિકો એકત્ર કરી લીધા હતા.

બે લાખની સેનાની સામે કેવળ ૩,૦૦૦ મુસલમાનો હતા. પરંતુ તેમણે હિંમત ન હારી અને યુદ્ધ શરૂ થઈ ગયું. મુસલમાનોના ત્રણ સેનાપતિઓ એક-એક કરીને શહીદ થઈ ગયા. બીજા દિવસે ખાલિદ બિન વલીદ સેનાપતિ બન્યા. તેમણે ૩,૦૦૦ ની સેનાને એવી રીતે ઊભી કરી કે તે કાલના ઘાયલ સૈનિકો નહીં, બલ્કે હમણા જ આવ્યા હોય એવા દેખાતા હતા. પછી ધીમે-ધીમે પોતાની સેનાને પાછળ હટાવવાનું શરૂ કર્યું. રોમનો સમજી ગયા કે આ મુસલમાનોની ચાલ છે, તેઓ આપણને રણમાં લઈ જઈને લડાવવા માગે છે; તો તેમણે પીછો ન કર્યો અને મુસલમાનોની આ સેના સુરક્ષિત પાછી આવી ગઈ. આ ઘટના 'મુઅત્તા'ના સ્થળે બની હતી અને આજે પણ ત્યાં શહીદોના સ્મારકો છે.

**પયગંબરીનું ૨૧ મુ વર્ષે (૬૩૦ AD)**

● મક્કાવાસીઓ સાથે તો શાંતિ-સંધિ હતી, પણ તેઓ આ સંધિનું પાલન નહોતા કરતા. મક્કા શહેરને ઈશ્વરે શાંતિ અને બધા લોકો માટે આશ્રય-સ્થાનનું શહેર બનાવ્યું છે. આ શહેરમાં વૃક્ષ-છોડને કાપવાની, ત્યાં સુધી કે પશુ-પક્ષીને કારણ વગર મારવાની મનાઈ છે. ત્યાં કોઈપણ પ્રકારનો ઉપદ્રવ ન થવો જોઈએ. અર્થાત્ મક્કા

શાંતિ અને શરણનું શહેર છે. પરંતુ મક્કા-વાસીઓએ આવા કોઈ ધાર્મિક નિયમનું પાલન ન કર્યું અને ન તેમણે હઝરત મુહમ્મદ (સલ્લ.) સાથે કરેલ સંધિની આમન્યા કરી, અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ના મિત્ર કબીલાઓના એ લોકો, જેઓ મક્કા આવ્યા હતા, તે સૌને કાબા શરીફની સામે જ મારી નાખ્યા. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ સંદેશ મોકલ્યો કે કાં તો હત્યાનો દંડ ભરો અથવા શાંતિ-સંધિ ભંગ કરી નાખો. મક્કાવાસીઓએ અહંકારમાં આવીને શાંતિ-સંધિનો ભંગ કરી નાખ્યો.

● શાંતિ-સંધિ ભંગ થયા પછી હવે ફરીથી મક્કાવાસીઓ તરફથી હુમલાનું જોખમ હતું. એ પહેલાં કે તેઓ હુમલો કરતા, હઝરત મુહમ્મદ (સલ્લ.) સ્વયં ૧૦,૦૦૦ ની સેના લઈને મક્કા શહેરને ઘેરી લીધું.

મક્કાવાસીઓ આ હુમલા માટે બિલકુલ તૈયાર નહોતા, અને ન તેઓ સશસ્ત્ર હતા. તેથી તેમણે લડ્યા વગર જ પોતાની હાર માની લીધી. આ ઘટના પયગંબરીના ૨૧ મા વર્ષે બની હતી.

● મક્કાવાસીઓએ ૨૧ વર્ષ સુધી હઝરત મુહમ્મદ (સલ્લ.) પર વિભિન્ન પ્રકારના અત્યાચાર કર્યા. હત્યા કરવાનો પણ પ્રયાસ કર્યો. ત્રણ-ત્રણ વાર મદીના પર આક્રમણ કર્યું. તેમણે મુસલમાનો પર અનેક અપરાધો આચર્યા હતા. પરંતુ જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તેમના ઉપર પૂરેપૂરી રીતે અંકુશ પ્રાપ્ત કરી લીધો, તો બધાને માફ કરી દીધા. આ ક્ષમા અને દયાથી તેઓ એટલા પ્રભાવિત થયા કે આખા શહેરે ઈસ્લામ ધર્મ કબૂલ કરી લીધો.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ની સાથે દસ હજાર સૈનિકો હતા, અને તેમણે વિજય પ્રાપ્ત કર્યા પછી કોઈને પણ હાનિ ન પહોંચાડી. તેથી અથર્વવેદમાં તેમને 'ગાય'ના નામથી યાદ કરવામાં આવ્યા હતા. શ્લોક આ પ્રમાણે છે :

**एश इशाय मामहे शतं निष्कान् दश स्रजः ।**
**त्रीणि शतान्यर्वतां सस्रराखश गोनाम ॥**

(ભાવાર્થ : ઈશ્વરે મામેહ ઋષીને ૧૦૦ હાર, ૧૦ સ્વર્ણ-મુદ્રાઓ, ૩૦૦ ઘોડાઓ અને ૧૦,૦૦૦ ગાયો આપશે.)

આ શ્લોકમાં ૧૦૦ હાર 'અસ્હાબે સુફ્ફા' ને કહેવામાં આવેલ છે. ૧૦ સ્વર્ણ-મુદ્રાઓ 'અશ્રૂરએ મુબશ્શરા' (એ દસ લોકો જેમને ધરતી પર સ્વર્ગ મળવાની શુભસૂચના આપી દેવામાં આવી હતી)ને કહેવામાં આવેલ છે. ૩૦૦ ઘોડાઓ એ સૈનિકોને કહેવામાં આવેલ છે, જેઓ બદ્રના પહેલા યુદ્ધમાં લડ્યા હતા, અને ૧૦,૦૦૦ ગાયો આ જ સૈનિકો છે, જેમણે ગાયની જેમ કોઈને હાનિ નહોતી પહોંચાડી.

**त्वमेतां जनराज्ञो द्विर्दशाबन्धुना सुश्रवसोपजग्मुषः ।**
**षष्टिं सहसा ।**
**नवर्ति नव श्रुतो नि चक्रेरा रथ्या दुष्पदावृराक ॥९॥**

બીજા શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે તેઓ આપ (સલ્લ.)ને ૬૦,૦૯૯ દુશ્મનોથી બચાવશે. એ ૬૦,૦૯૯ દુશ્મનો આ જ મક્કાવાસીઓ હતા. (તે વખતે મક્કાની વસ્તી આશરે ૬૦,૦૦૦ હતી.) (Muhammad in World Scriptures, by A. H. Vidyarthi, P.127, અથર્વવેદ, 20:21:3)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ અચાનક મક્કા શહેરને ઘેરી લીધું હતું. તેથી મક્કા-વાસીઓ યુદ્ધની તૈયારી ન કરી શકયા અને પરાજીત થયા. પરંતુ આસપાસના કબીલાઓ મક્કા શહેર પર હુમલાથી સાવધાન થઈ ગયા. તેમને યુદ્ધની તૈયારીનો સમય મળી ગયો હતો. તેથી તેમણે ૧૨,૦૦૦ સૈનિકોની સેના તૈયાર કરી લીધી અને મુકાબલા માટે નીકળી પડ્યા.

● 'હુનૈન' નામના સ્થળે હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સાથીઓથી સામનો થયો. તેઓ ખૂબ બહાદુરીથી લડ્યા, પરંતુ છેવટે પરાજિત થયા. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તેમને પરાજિત કરીને અને બધાને બંદી બનાવીને પછી

તમામને માફ કરી દીધા અને આઝાદ કરી દીધા. કેમ કે ઈશ્વરે પોતાના પયગંબરને સમગ્ર જગત માટે દયાળુ બનાવીને મોકલ્યા હતા.

આ દયા અને ઉદારતાએ તેમનું હૃદય મોહી લીધું અને તે બધા પણ મુસલમાન બની ગયા.

આમ, આખા આરબ પ્રદેશમાં ઇસ્લામનો વિરોધ કરનારાઓ સમાપ્ત થઈ ગયા.

**પયગંબરીનું ૨૨ મુ વર્ષ :**

● જ્યારે રોમે જોયું કે આખું અરબસ્તાન મુસલમાન બની ગયું છે, તો તેમને ખતરો લાગ્યો, અને તેમણે એક મોટા યુદ્ધની તૈયારી કરવાનું શરૂ કરી દીધું, અને સરહદ પર સૈનિકો એકત્ર થવાનાં શરૂ થઈ ગયા.

જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને આ વાતની સૂચના મળી, તો એ પહેલાં કે તેઓ આક્રમણ કરે, આપ સ્વયં ૩૦,૦૦૦ ની સેના લઈને ૧,૦૦૦ કિલોમીટરનો સફર ખેડીને તેમના દરવાજે પહોંચી ગયા.

રોમની ૨ લાખની સેના 'મુઅત્તા'ના સ્થળે ૩,૦૦૦ મુસલમાનોના સૈન્યથી લડી ચૂકી હતી. તેઓ જાણતા હતા કે કેવળ ૩,૦૦૦ પણ ૨ લાખની સેનાથી ટકરાવાથી નહોતા ડર્યા અને એક દિવસ યુદ્ધ કરીને પાછળ હટ્યા. હવે તેઓ ત્રીસ હજાર છે અને તેમના પયગંબર પણ તેમની સાથે છે, તો તેમને મુકાબલાની હિંમત ન થઈ. તેઓ આસપાસના ગામોમાં ભાગીને સંતાઈ ગયા. હઝરત મુહમ્મદ (સલ્લ.) એક મહિના સુધી 'તબૂક' નામના સ્થળે તેમની રાહ જોતા રહ્યા અને લડ્યા વગર પાછા ફરી ગયા.

આ ઘટના પયગંબરીના ૨૨ મા વર્ષે બની.

આમ, આરબ પ્રદેશમાં સંપૂર્ણપણે શાંતિ સ્થપાઈ ગઈ અને મોટાભાગના લોકોએ ઇસ્લામ ધર્મ અપનાવી લીધો.

**પયગંબરીનું ૨૩ મુ વર્ષ :**

● અલ્લાહે પયગંબરીના ૨૨ મા વર્ષે જ મુસલમાનો પર હજ્જ 'ફર્ઝ' (ફરજિયાત) કરી દીધી હતી. પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લ.) કોઈ કારણસર હજ્જ કરી શક્યા નહોતા. તેથી પયગંબરીના ૨૩ મા વર્ષે આપે હજ્જ પર જવાની જાહેરાત કરી. આપની પાસેથી હજ્જ શિખવા અને આપની સાથે હજ્જના સૌભાગ્ય-પૂર્ણ અવસરનો લાભ ઉઠાવવા આરબ દેશથી એક લાખ ચાળીસ હજાર લોકો મક્કામાં એકત્ર થઈ ગયા, અને આપની સાથે હજ્જ કરી.

આપ (સલ્લ.)એ હજ્જના પ્રસંગે જે સંભાષણ આપ્યું, તે સુવર્ણ અક્ષરોમાં લખવા યોગ્ય છે. એ ભાષણના મુખ્ય ઉપદેશો અમે ૧૩ મા પ્રકરણમાં લખીશું.

● મક્કા આપનું જન્મ-સ્થાન હતું. આપ મક્કા શહેરથી અત્યંત પ્રેમ કરતા હતા. હજ્જથી પાછા ફરતી વખતે આપ ખૂબ દુઃખી હતા અને આપની આંખોમાં આંસુ વહી રહ્યા હતા.

● મદીના આવ્યાને ૭૫ દિવસ પછી આપને માથામાં દર્દ શરૂ થયું અને તાવ આવી ગયો. આ એ જ ઝેરની અસર હતી, જે આપને યહૂદીઓએ આપ્યું હતું. આપ ૧૫ દિવસ બીમાર રહ્યા અને ૮ જુન (632 AD) ના દિવસે આપનો દેહાંત થઈ ગયો.

● આપ (સલ્લ.) આ ધરતી પર ૬૩ વર્ષ રહ્યા. આપના જીવનનું અધ્યયન કરવામાં આવે તો આપણને લાગે છે કે સુખના અમુક વર્ષ, જે આપને મળ્યા, તે પયગંબરીની જવાબદારી મળી તે અગાઉના કેટલાક વર્ષ હતા. એ વર્ષોને બાદ કરતાં આપનું સમગ્ર જીવન એક નિરંતર સંઘર્ષની ગાથા છે.

● જન્મ પહેલાં પિતાનો દેહાંત થયો. છ વર્ષની વયે માતાનું અવસાન થયું. ૮ વર્ષના હતા ત્યારે દાદા ગુજરી ગયા. આપ અનાથ હતા, અને ૨૫ વર્ષની વય સુધી એવા પરિવારના સભ્ય બનીને રહ્યા, જે સ્વયં સમૃદ્ધ

નહોતો. આપે આજીવિકા માટે મક્કા-વાસીઓની બકરીઓ રણમાં ચરાવી અને કાકાની સાથે રણમાં વેપાર માટે દૂર-સુદૂરના પ્રદેશોનો સફર કર્યો.

● પયગંબરીની જવાબદારી મળ્યા પછી ધર્મનો પ્રચાર ખૂબ જ મુશ્કેલ કાર્ય હતું. જ્યારે પવિત્ર કુર્આન આપ પર અવતરિત થતું તો એટલી તકલીફ થતી કે કડકડતી ઠંડીમાં પણ આપ પરસેવાથી રેબઝેબ થઈ જતા.

● ધર્મના બે શબ્દો સાંભળતાં જ મિત્રો પણ શત્રુ બની જતા.

● આપના કાકા અબૂ તાલિબના અવસાન પછી લોકો એટલા પરેશાન કરતા કે આપ (સલ્લ.)એ ઘરમાંથી બહાર નીકળવાનું ઓછું કરી નાખ્યું હતું. કોઈ ગાળ બોલતું, કોઈ થૂંકતું, કોઈ પાગલ કહેતું, કોઈ જાદૂગર કહેતું, કોઈ માથા પર માટી નાખી દેતું, કોઈ રસ્તામાં કાંટા બિછાવી દેતું, કોઈ કપડાં ફાડી નાખતું. આપે કહ્યું કે આ ધરતી પર મને જેટલો સતાવવામાં આવ્યો, એટલો બીજા કોઈ પયગંબરને સતાવવામાં નથી આવ્યો. (મુસ્લિમ, તિરમિઝી)

● જ્યારે પયગંબરીની જવાબદારી સોંપવામાં આવી, તે વખતે આપની પાસે ૨૫ કિલો સોના બરાબર સંપત્તિ હતી. આ બધી જ સંપત્તિ આપ (સલ્લ.)એ ઈશ્વરનો સંદેશ લોકો સુધી પહોંચાડવા અને તેના પ્રચારમાં ખપાવી દીધી.

● જ્યારે આપ મદીના આવ્યા, તો અન્ય સ્થાનોથી મદીના આવનારા ગરીબ લોકોના ખાવા-પીવાની વ્યવસ્થા પણ આપ કરતા હતા, અને તેમની સેવામાં આપ પોતાનું ભોજન પણ તેમને આપી દેતા. આપ અને આપનો પરિવાર ભૂખ્યા રહેતા. ત્રણ-ત્રણ મહિના સુધી આપ (સલ્લ.)ના ઘરમાં ચૂલો સળગતો નહોતો. આપ (સલ્લ.) અને આપનો પરિવાર ખજૂર અને પાણી પર જીવિત રહેતા. (બુખારી, મુસ્લિમ)

● પયગંબરીના દસમા વર્ષથી અંત સુધી હંમેશા આપના પ્રાણને ખતરો રહેતો.

● મદીના આવ્યા પછી આપ (સલ્લ.)એ ક્યારેય પેટ ભરીને બે ટંકનું ભોજન નથી લીધું. (મુસ્લિમ, તિરમિઝી)

● મદીના આવ્યા પછી આપ (સલ્લ.)એ કદી ઘઉંની રોટી નથી ખાધી. બસ, જઉની રોટી ખાઈને ગુજારો કરતા. (મુસ્લિમ, તિરમિઝી)

● રહેવા માટે એક કાચુ મકાન હતું. કોથળા પર સૂઈ રહેતા અને આપના ઘરમાં એશ-આરામનો કોઈ સામાન નહોતો.

● લોકો જ્યારે એક ઈશ્વરને માનવાનો આપ (સલ્લ.)નો ઉપદેશ ન માનતા, તો આપને અત્યંત દુઃખ થતું; કેમ કે આવો વ્યક્તિ ૧૦૦% નર્કમાં જશે. કોઈનું નર્કમાં જવું આપને એટલું પીડા આપતું કે આપ રાત-રાત ભર અલ્લાહની સામે ઊભા રહીને નમાઝ પઢતા અને રોતા રહેતા. વધારે વાર ઊભા રહેવાને લીધે આપના પગ સૂજી જતા.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ઈશ્વરે સમગ્ર સૃષ્ટિ માટે પયગંબર બનાવ્યા હતા. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દિલમાં લોકોના કલ્યાણની એવી તડપ હતી કે એ ઈશ્વર જેણે આપને પયગંબર બનાવ્યા હતા અને લોકોને ધર્મનું શિક્ષણ આપવાનો આદેશ આપ્યો હતો, તેણે સ્વયં કહેવું પડ્યું કે, ''આ કુર્આન અમે એટલા માટે નથી અવતરિત કર્યું કે તમે તકલીફમાં પડી જાઓ.'' (પવિત્ર કુર્આન, ૨૦:૨)

● ઈશ્વરે એ પણ કહ્યું કે, ''હે પયગંબર ! કદાચ તમે એ દુઃખમાં પોતાના પ્રાણ ખોઈ બેસશો કે આ લોકો ઈમાન નથી લાવતા.'' (પવિત્ર કુર્આન, ૨૬:૩)

● ઈશ્વર આપ પર અને આપના સમસ્ત પરિવાર પર પોતાની કૃપા કરે.



# ૫. હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે વિદ્વાનોના વિચારો

## મહર્ષિ વ્યાસજીની ભવિષ્યવાણી :

મહર્ષિ શ્રી વેદ વ્યાસજી હિંદુ ધર્મના સૌથી મોટા વિદ્વાન છે. મહાભારત તેમણે જ લખ્યું છે. શ્રી કૃષ્ણજીના આદેશો, જે તેમણે અર્જુનને આપ્યા હતા, તેને પણ પુસ્તકના રૂપમાં તેમણે જ લખ્યા છે. આ પુસ્તકને 'ગીતા' કહે છે. ચારેય વેદોમાં ઋચા અને સુક્તનો ક્રમ તેમણે આપ્યો છે. તેમણે ૧૭ પુરાણો લખ્યા છે. તેમાંથી એક પુરાણનું નામ 'ભવિષ્યપુરાણ' છે. વિદ્વાન માને છે કે 'ભવિષ્યપુરાણ'ના બોલ (જ્ઞાન) ઈશ્વરીય છે. શ્રી વ્યાસજીએ કેવળ તેને લખ્યું છે.

શ્રી વ્યાસજી આજથી ૪૦૦૦ વર્ષ પહેલા થઈ ગયા. હઝરત મુહમ્મદ (સ.) આજથી ૧૫૦૦ વર્ષ પહેલા થઈ ગયા છે. શ્રી વ્યાસજીએ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના જન્મના ૨૫૦૦ વર્ષ પહેલાં જ તેમની ભવિષ્યવાણી 'ભવિષ્ય-પુરાણ'માં લખી દીધી હતી.

'ભવિષ્યપુરાણ'ના પ્રતિસર્ગ પર્વ ૩, અધ્યાય-૩, ખંડ-૩, કળિયુગી ઇતિહાસ સમુચ્ચયમાં ૨૭ શ્લોક ઈસ્લામ ધર્મ અને હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે છે. આ ભવિષ્યવાણીનો સારાંશ નિમ્નલિખિત છે :

- ભારત વર્ષમાં ધર્મની શિક્ષા લોકો ભૂલી જશે.
- ભારતથી દૂર અરબ દેશ (રણ)માં મુહમ્મદ (સલ્લ.)નો જન્મ થશે.
- ઈશ્વર તેમને બ્રહ્માની પદવી પ્રદાન કરશે અને તેઓ માનવજાતને ફરીથી ધર્મની શિક્ષા આપશે.
- ભારતમાં આર્ય ધર્મની સુધારણા થશે અને તમામ લોકો મુસલમાન થઈ જશે.
- શ્રી વ્યાસજીએ મહાન આચાર્ય હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ચરણોમાં શરણ લેવાની ઈચ્છા વ્યક્ત કરી છે.

'ભવિષ્યપુરાણ'ના ઘણા શ્લોકોમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ના નામથી ભવિષ્યવાણી કરવામાં આવી છે. તેમાંથી અમુક શ્લોક નીચે મુજબ છે :

एतस्मिन्नन्तिरे म्लेच्छ आचार्य्येरा समन्वितः ।
महामद इति रव्यात शिष्यशाखासमन्वितः ॥५॥

अयोनिः स वरो मत्तः प्राप्तवान्दैत्यवर्द्धनः ।
महामद इति ख्यात पैशाचकृनितत्पर ॥१२॥

इति श्रृत्वा नृपश्चैव स्वदेशानपु नरागमनतः ।
महामदश्च तैः सार्द्धे सिंधुतीरमुपाययौ ॥१४॥

तच्छ्रुत्वा कालिदासस्तु रुषा प्राह महामदम ।
माया ते निर्मिता धूर्त नृपमोहनहेतवे ॥१८॥

विना कौलं च पशवस्तेषां भश्रया मता ममा ।
मुसलैनैव संस्कारः कुशैरिव भविष्यति ॥२६॥

(**Ref. :** "Muhammad in World Scriptures" by A. H. Vidyarthi P. 35-43, Bhavishya-puran, Printed by Venkateshwar Press, Mumbai)

## મહાકવિ ગોસ્વામી તુલસીદાસજીની ભવિષ્યવાણી :

'સંગ્રામપુરાણ'ની ગણના પુરાણોમાં કરવામાં આવે છે. આ પુરાણનો અનુવાદ તુલસીદાસજીએ કર્યો છે. આ પુરાણમાં પણ ઈશ્વરના અંતિમ ઈશદૂત અને પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આગમનની પૂર્વ-સૂચના મળે છે. પંડિત ધર્મવીર ઉપાધ્યાયે પોતાના પ્રસિદ્ધ પુસ્તક 'અંતિમ ઈશદૂત'માં 'સંગ્રામ-પુરાણ'નો અનુવાદ આ રીતે લખ્યો છે :

**यहां न पक्षपात कछु राखहुं ।**
**वेद, पुराण, संत मत भाखहुं ॥**

**संवत विक्रम दोऊ अनङ्गा ।**
**महाकोक नस चतुर्पतङ्गा ॥**

**राजनीति भव प्रीति दिखावै ।**
**आपन मत सबका समझावै ॥**

**सुरन चतुसुदर सतचारी ।**
**तिनको वंश भयो अति भारी ॥**

**तब तक सुन्दर मद्दिकोया ।**
**<u>बिना महामद पार न होया</u> ॥**

**तबसे मानहु जन्तु भिखारी ।**
**समरथ नाम एहि व्रतधारी ॥**

**हर सुन्दर निर्माण न होई ।**
**तुलसी वचन सत्य सच होई ॥**

**(संग्राम पुराण, स्कन्द-१२, कांड-६, पद्यानुवाद, गोस्वामी तुलसीदास)**

● પંડિત ધર્મવીર ઉપાધ્યાયે આનો ભાવા-નુવાદ આ પ્રમાણે કર્યો છે : ''(તુલસીદાસજી કહે છે :) મેં કોઈપણ પ્રકારનો પક્ષપાત ન કરતાં સંતો, વેદો અને પુરાણોનો મત કહ્યો છે. સાતમી વિક્રમ સદીમાં ચારેય સૂર્યોના પ્રકાશની સાથે તેનો જન્મ થશે. રાજ કરવામાં જે પ્રકારની પરિસ્થિતિઓ હોય, પ્રેમથી કે સજ્ઞાઈથી, તે પોતાનો મત તમામ લોકોને સમજાવી શકશે. તેના સાથે ચાર દેવતા (પ્રમુખ સહયોગીઓ) હશે, જેમની સહાયતાથી તેના અનુયાયીઓની સંખ્યા ઘણી થઈ જશે. જ્યાં સુધી સુંદર વાણી (કુર્આન) ધરતી પર રહેશે, (તેના) મહામદ (હઝરત મુહમ્મદ સલ્લ.) વિના મુક્તિ (નજાત) નહીં મળે. મનુષ્ય, ભિખારી, કીડા-મકોડા અને પશુઓ આ વ્રતધારીનું નામ લેતાં જ ઈશ્વરના ભક્ત બની જશે. પછી કોઈ તેની જેમ જન્મ નહીં લે (અર્થાત્ કોઈ રસૂલ-ઈશદૂત નહીં આવે). તુલસીદાસજી એવું કહે છે કે તેમનું વચન સિદ્ધ થશે.

● કૌંસમાં આપવામાં આવેલ શબ્દ સમજવા માટે લખેલ છે.

અહીં એક અન્ય સંદર્ભ સ્પષ્ટ કરવું પ્રાસંગિક હશે કે 'સંગ્રામપુરાણ'ની ગણના ભલે અર્વાચીન પુરાણોમાં કરવામાં આવતી હોય, પરંતુ તેનો આધાર પ્રાચીન હિન્દુ ધર્મગ્રંથ જ છે; જેમ કે પુરાણો અને ગ્રંથો અને વિચારોના આધારે અર્થાત્ ભૂતકાલીન પ્રમાણોના પ્રકાશમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આગમનની સૂચના આપવામાં આવી છે. આમ, પુરાણના અર્વાચીન અથવા પ્રાચીન હોવાથી સંબંધિત તથ્યના નિરૂપણમાં કોઈ અવરોધ આવતો નથી.

● **'અંતિમ ઈશદૂત'** આ પુસ્તક ૧૯૨૭ માં નેશનલ પ્રિન્ટિંગ પ્રેસ, દરિયાગંજ, દિલ્હીથી સૌપ્રથમ પ્રકાશિત થયું હતું.

● હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે ઉપર લખવામાં આવેલ તમામ વાતો અમે **ડૉ. એમ. એ. શ્રીવાસ્તવજી**ના પુસ્તક **'हज़रत मुहम्मद (स.) और भारतीय धर्मग्रंथ'** માંથી ટાંકી છે.

## સંત તુકારામ (૧૫૭૭-૧૬૫૦) :

આ મહારાષ્ટ્રના એક મહાન સંત છે. તેઓ દેહૂ (પુનાના નજીક) નામના એક ગામમાં જન્મ્યા હતા. તેઓ સમાજમાં ગરીબો પર થઈ રહેલા અત્યાચારોના સખત વિરોધી હતા. તેમણે લખેલ 'અભંગ' ખૂબ જ પ્રસિદ્ધ છે. તેમાંથી એક અમે અહીં પ્રસ્તુત કરી રહ્યા છીએ :

**अल्ला देवे अल्ला दिलावे**
**अल्ला दारु (दाता) ।**
**अल्ला खिलावे ।**
**अल्ला बिगर नहीं कोय ।**
**अल्ला करे सोहि होय ॥**

ભાવાર્થ : અલ્લાહ આપે છે. અલ્લાહ અપાવે છે. અલ્લાહ ખવડાવે છે. અલ્લાહની આજ્ઞા વગર કંઈ જ થઈ શકતું નથી. જે અલ્લાહ ઇચ્છે છે એ જ થાય છે.

**अव्वल नाम अल्ला बडा लेते भूल न जाये ।**
**इलाम त्याकालजमुपरताही तुंब बजाये ॥१॥**

ભાવાર્થ : સૌથી પહેલું નામ અલ્લાહનું છે, જે મહાન છે. તેનું નામ લેવાનું ન ભૂલો. તેનું તુંબડું વગાડીને પ્રાર્થના કરો.

**अल्ला एक तुं**
**नबी एक तुं ।**
**काटते सिर पावों हातें**
**नहीं जीव डराये ॥२॥**

ભાવાર્થ : અલ્લાહ એક જ છે. તેના નબી (અંતિમ ઈશદૂત હઝરત મુહમ્મદ સલ્લ.) પણ એક જ છે. અલ્લાહ અને પયગંબરને માની લીધા પછી સત્યના માર્ગ પર ચાલતી વખતે માથું-પગ કપાઈ જવાનો ભય નથી રહેતો.

**प्यार खुदाई प्यार खुदाई प्यार खुदाई ।**
**प्यार खुदाई बाबा जिकिर खुदाई ॥२॥**

ભાવાર્થ : (આ સંસાર ઈશ્વરનો પરિવાર છે, તેથી) લોકોથી પ્રેમ કરવો એ ઈશ્વરની ઇચ્છાને અનુસાર છે.

(અલ્લાહે મનુષ્યને પોતાની પ્રાર્થના માટે પેદા કર્યો, તેથી) અલ્લાહના નામનું સ્મરણ કરવું કે જાપ કરવું એ પણ અલ્લાહની ઇચ્છા અનુસાર છે.

**अल्ला करे सो होय**
**बाबा करतारका सिरताज ।**
**जिकर करो अल्लाकी**
**बाबा सबल्यां अंदर भेंस ।**
**कहे तुका जो नर**
**बुझे सो हि भया दरवेस ॥३॥**

ભાવાર્થ : જો અલ્લાહ ચાહતો તો કોઈપણ વ્યક્તિનું ગૌરવ માથા પર પહેરવામાં આવતા મુગટની જેમ હોય છે. તેથી (આ વાતને સમજો અને) મનના ઊંડાણથી અલ્લાહની પ્રાર્થના કરો, અને જે આ સત્યને જાણી લે છે, તે જ જ્ઞાની (દુરવેશ કે સંત) હોય છે.

**बाट खाना**
**अल्लाह कहना एकबारा तो ही ।**
**अपना नफा देख**
**कहे तुका सो ही सखा**
**हाक अल्ला एक ॥६॥**

ભાવાર્થ : અલ્લાહે જે આપ્યું છે, તેમાંથી ગરીબોને દાન કરો, અને ભલે એક વાર, પણ અલ્લાહને યાદ કરો.

તુકારામ મહારાજ, જે તમારા મિત્ર છે, તેઓ કહે છે કે, અલ્લાહ એક છે, એવું (પોકારીને) કહેવામાં જ ફાયદો (બંને લોકની સફળતા) છે.

संदर्भ : सार्थ श्री तुकारामाची गाथा
संपादक : विष्णुबुवा जोग महाराज पान नं. 892/893/894

## મહામતિ પ્રાણનાથજીની શિક્ષા :

હિન્દુઓના વૈષ્ણવ સમુદાયમાં પ્રાણનાથજી સંપ્રદાય ઉલ્લેખનીય છે. તેના સંસ્થાપક અને પ્રવર્તક મહામતિ (વિદ્વાન, બુદ્ધિશાળી) પ્રાણનાથ હતા. બાળપણનું નામ મેહરામ ઠાકુર હતું. પ્રાણનાથજીનો જન્મ ૧૬૧૮ ઈ. માં ગુજરાતના જામનગર શહેરમાં થયો હતો. તેમણે મનુષ્યોને એકેશ્વરવાદની શિક્ષા આપી અને એક જ નિરાકાર ઈશ્વરની પૂજા-ઉપાસના પર ભાર મૂક્યો. તેમણે નુબૂવ્વત અર્થાત્ ઈશદૂતત્વની ધારણાનું સમર્થન કર્યું અને તેને સાચી ઠેરવી. પ્રાણનાથજી કહે છે :

**कै बडे क हे पैगम्बर,**
**पर एक 'महामद' पर खतम ।**

અર્થાત્ : ધર્મગ્રંથોમાં અનેક પયગંબરોને મહાન કહેવામાં આવેલ છે. પરંતુ મુહમ્મદ (સલ્લ.) પર ઈશદૂતોની શ્રૃંખલા સમાપ્ત થઈ. હઝરત મુહમ્મદ (સલ્લ.) અંતિમ પયગંબર થયા.

પ્રાણનાથજીએ એક જગ્યાએ લખ્યું છે :

**रसूल आवेगा तुम पर,**
**ले मेरा फुरमान ।**
**आए मेरे अरस की,**
**देखी सब पेहेचान ॥**

અર્થાત્ : (ઈશ્વરે કહ્યું) મારો રસૂલ હઝરત મુહમ્મદ (સલ્લ.) તમારા પાસે મારો સંદેશ લઈને આવશે, જેણે મારા અર્શ (સિંહાસન)ને સારી રીતે ઓળખી લીધો છે, અર્થાત્ જે મારા આદેશો અને ધર્મને સારી રીતે જાણે છે.

('मारफत सागर', पृ.१९, श्री प्राणनाथ मिशन, नई दिल्ली)
('हज़रत मुहम्मद और भारतीय धर्मग्रंथ' डॉ. एम. ए. श्रीवास्तव)

## ઈતિ ઈલ્લોપનિષદના શ્લોકો

**आदल्ला बुक मेककम**
**अल्लबूक निखादकम ॥४॥**

આ શ્લોકનો અનુવાદ નથી થઈ શક્યો.

**अला यज्ञन हुत हुत्वा अल्ला सूर्य चंद्र सर्व नक्षत्रा ॥५॥**

અલ્લાહની યુગો-યુગોથી પ્રાર્થના થઈ રહી છે; સૂર્ય, ચંદ્ર અને તારાઓ સૌ અલ્લાહની રચના છે.

**अल्लों ऋषीणां सर्व दिव्यां इन्द्रायपूर्व माया परमन्तरिक्षा ॥६॥**

અલ્લાહ સંતોનો રક્ષક છે. તે સૌથી મહાન છે. અલ્લાહ સર્વ વસ્તુઓથી પહેલા છે અને સમસ્ત બ્રહ્માંડથી અધિક વિલક્ષણ (Mysterious) છે.

**अल्ल पृथ्विया अन्तक्षिं विश्वरुपम् ॥७॥**

અલ્લાહનું (તેની શક્તિઓનું) દર્શન પૃથ્વી, આકાશ અને સૌર્યમંડળની તમામ વસ્તુઓમાં થાય છે.

**इल्लांकबर इल्लांकबर इल्लां इल्लेति इल्लल्ला ॥८॥**

અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે. તેના સમાન કોઈ નથી.

**ओम अल्लाह इल्लला अनदि ।**

ॐ (Om) અર્થાત્ અલ્લાહ. આપણે તેનો આરંભ અને અંતની જાણકારી નથી મેળવી શકતા. તમામ બૂરાઈઓથી રક્ષા કરવા માટે આપણે આવા અલ્લાહથી પ્રાર્થના કરીએ છીએ.

**दे स्वरुपाय अथर्वण श्यामा हुही जनान पशून सिद्धान ।**
**जलवरान् अदृष्टं कुरु कुरु फट ।**

હે અલ્લાહ ! દુષ્ટ, ગુનેગાર અને લોકોને પથભ્રષ્ટ કરવાવાળાં ધાર્મિક લોકોનો નાશ કર, અને પાણીના નુકસાન પહોંચાડતા કિટાણુઓ (Bacteria અને Virus)થી અમારી રક્ષા કર.

**असुरसंहारिणी हुं ही अल्लो रसूल महमदरकबरस्य अल्लो ।**

અલ્લાહ દાનવ શક્તિનો નાશ કરવાવાળો છે, મુહમ્મદ (સલ્લ.) અલ્લાહના પયગંબર છે.

**अल्लाम इल्लेति इल्लल्ला ।**

અલ્લાહ તો અલ્લાહ જ છે, તેના સમાન કોઈ નથી.

(अल्लोपनिषद, ४:१०)

## સંત તુકડોજી મહારાજ :

સંત તુકડોજી મહારાજ (૧૯૦૯-૧૯૬૮)નો જન્મ યાવલી (મહારાષ્ટ્ર)માં થયો હતો. તેમણે પારખેડ ગ્રામના સમર્થ અડકોજી મહારાજથી આધ્યાત્મિક દિક્ષા પ્રાપ્ત કરી હતી. તેઓ એક મહાન આધ્યાત્મિક સંત હતા. તેમણે મરાઠી અને હિન્દી ભાષામાં ૩૦૦૦ થી વધારે ભજનો રચ્યા હતા. તેમનાં ધાર્મિક યોગદાન માટે તેમને ડૉ. રાજેન્દ્રપ્રસાદ (તત્કાલીન રાષ્ટ્રપતિ) દ્વારા 'રાષ્ટ્રસંત'ની પદવી પ્રાપ્ત થઈ હતી.

સંત તુકડોજી મહારાજે લખેલ એક મરાઠી કવિતા આ પ્રમાણે છે :

**मुहम्मदाने केली प्रार्थना ।**
**विखुरला इस्लाम कराया शहाणा ॥**

હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પરિશ્રમ કર્યો, જેના કારણે ઇસ્લામ વિશ્વમાં ફેલાઈ ગયો અને લોકો જાગૃત (જ્ઞાની) થઈ ગયા.

**संघटित केले त्याने स्वजना**
**तया काळी ॥१०॥**
**लोक प्रतिमापूजक नसावे ।**
**त्यांनी एका ईश्वरासि प्रार्थावे ॥**

હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તે વખતેના બધા લોકોને એ શિક્ષા પર એકત્ર (સંમત) કર્યા કે મૂર્તિ-પૂજા ન કરો અને કેવળ એક ઈશ્વરની પ્રાર્થના કરો.

**हा मुम्मदांचा उपदेश ।**
**नव्हे एकाच देशासाठी ॥९॥**

હઝરત મુહમ્મદ (સલ્લ.)નો આ ઉપદેશ ફક્ત અરબસ્તાન માટે નહીં, બલ્કે આખા વિશ્વ માટે છે.

**राष्ट्रसंत तुकडोजी महाराज विरचित ग्रामगीता : अध्याय क्र. २७, ओवी ९० पृष्ठ २९४, अध्याय क्र. २८, ओवी ९ पृष्ठ २९७**

## બાઈબલમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)નો ઉલ્લેખ

• હઝરત મુહમ્મદ (સલ્લ.) કેવળ આરબોમાં ધર્મનો પ્રચાર કરવા અથવા કેવળ મુસલમાનોને મુક્તિ અપાવવા નહોતા આવ્યા; બલ્કે અલ્લાહે (ઈશ્વરે) તેમને સમગ્ર દુનિયા માટે મોકલ્યા હતા અને આ જ વાત Jesus Christ (હ.ઈસા અલૈ.)એ બર્નાબાસ બાઈબલમાં કહી હતી.

### બર્નાબાસ બાઈબલ શું છે ?




• બાઈબલ છ પ્રકારની છે. પ્રથમ બાઈબલને Old Testa-ment કહે છે. તે હઝરત મૂસા (અલૈ.) પર ઈશ્વરે અવતરિત કરી હતી. તે હઝરત ઈસા (અલૈ.) પહેલાં અવતરિત થઈ હોવાથી તેમાં હઝરત ઈસા (અલૈ.) વિશે કોઈ માહિતી નથી. તેના પછીMark, Matthew, Luke અને John - આ ચાર લોકોએ હઝરત ઈસા (અલૈ.)ના પૃથ્વીથી જતા રહ્યા પછી ૭૦ વર્ષ કે તેનાથી વધારે સમય બાદ, હઝરત ઈસા (અલૈ.)નું જીવન-ચરિત્ર લખ્યું, તેને 'બાઈબલ' કહે છે; અને તેમણે લખેલ બાઈબલ એ ચારેયના નામથી છે. ત્યારબાદ એ ચારેય બાઈબલને એક પુસ્તક બનાવી દેવામાં આવ્યું અને તેને New Testament નામ આપવામાં આવ્યું. આ ચારેય બાઈબલમાં હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહનો પુત્ર કહેવામાં આવેલ છે. (ઈશ્વર આપણને આવું કહેવા માટે ક્ષમા કરે.) છઠ્ઠા બાઈબલને હઝરત ઈસા (અલૈ.)ના એક સાથી (Apostle) બર્નાબાસે લખ્યું હતું. પરંતુ આ બાઈબલમાં તેમણે ઈશ્વરને એક અને હઝરત ઈસા (અલૈ.)ને પયગંબર દર્શાવેલ છે, જે ખ્રિસ્તી ધર્મની શિક્ષાના વિરુદ્ધ છે. તેથી પોપ Athanasins એ 367AD માં, પોપ Damasius એ 382AD

માં અને પોપ Gelasius એ 495 AD માં, અર્થાત્ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના જન્મના ૭૫ વર્ષ પહેલાં તેને Apocryphal એટલે કે ખોટું ઘોષિત કર્યું. ધર્મ વિરુદ્ધ પુસ્તક ઘરમાં રાખવું પણ પાપ સમજવામાં આવતું અને તેની સજા આપવામાં આવતી હતી. તેથી આ બાઈબલ ૧૭૦૦ વર્ષ સુધી લોકોની નજરોથી છુપૂં રહ્યું. ૧૭૦૯માં તેની એક નકલ ઇટાલિયન ભાષામાં ઍમ્સ્ટરડૅમ ની એક લાયબ્રેરીમાં મળી. અઢારમી સદીના આરંભમાં એક અન્ય નકલ સ્પૅનીશ ભાષામાં મિડલી સ્થળે ડૉ. મ્હેલમમેનની મળી. તે પછી તેનો ખૂબ પ્રચાર થયો, ભાષાંતર અને પ્રિન્ટિંગ કરવામાં આવ્યું. આ બાઈબલમાં કેવળ એક જ ઈશ્વરની પ્રાર્થનાનો ઉપદેશ છે અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ની સ્પષ્ટ ભવિષ્યવાણી છે. આ બાઈબલના અમુક પ્રકરણ નીચે મુજબ છે :

## બર્નાબાસ બાઈબલનો અધ્યાય નં. ૧૨ :

હઝરત ઈસા (અલૈ.)એ કહ્યું, અમે ઈશ્વરના પવિત્ર નામની પ્રશંસા કરીએ છીએ, જેણે બધા મહાપુરુષો અને પયગંબરોના સરતાજ (હઝરત મુહમ્મદ)ને સમસ્ત જીવો પહેલાં પેદા કર્યા, જેથી તેને તમામ લોકોના કલ્યાણ (મુક્તિ) માટે મોકલે.

(અધ્યાય ૧૨, બર્નાબાસની બાઈબલ)

## બર્નાબાસ બાઈબલનો અધ્યાય નં. ૩૯ :

● જ્યારે ઈશ્વરે મનુષ્ય (હ.આદમ)ના શરીરમાં આત્માને પ્રવેશ કરાવ્યો, તો ફરિશ્તાઓએ (ખુશીથી) કહ્યું, 'હે અમારા ઈશ્વર! તારું પવિત્ર નામ મહાન છે.'

જ્યારે આદમ ઊભા થયા, તો તેમણે હવામાં સૂર્યની જેમ પ્રજ્વલિત એક લેખ જોયો, જેમાં લખ્યું હતું - 'ઈશ્વર એક છે અને મુહમ્મદ ઈશ્વરના પયગંબર છે.'

આદમે ઈશ્વરને કહ્યું, 'હે મારા માલિક ! મારા ખુદા! મને આ લેખનો અર્થ બતાવ. શું મારાથી પહેલાં પણ તે કોઈ મનુષ્યને બનાવ્યો છે ?' ત્યારે ઈશ્વરે કહ્યું, 'હે મારા બંદા આદમ ! હું તને બતાવું છું કે તમે જ પહેલા મનુષ્ય છો, જેને મેં બનાવ્યો છે, અને જેનું નામ તે લખેલું જોયું, તે તારો પુત્ર છે, જે પૃથ્વી પર ઘણાં સમય પછી આવશે. તે મારો પયગંબર હશે. તેના જ માટે મેં આ સૃષ્ટિનું નિર્માણ કર્યું છે. જ્યારે તે આવશે, તો વિશ્વને પ્રકાશિત કરશે. તેની આત્મા મેં આ સૃષ્ટિને બનાવવાના સાઈઠ હજાર વર્ષ પૂર્વે બનાવી હતી અને પોતાના દિવ્ય ખજાનામાં રાખી હતી.'

(અધ્યાય ૩૯ બર્નાબાસની બાઈબલ)

## બર્નાબાસની બાઈબલનો અધ્યાય નં. ૪૪:

● હઝરત ઈસા(અલૈ.)એ કહ્યું, હું તમને કહું છું કે આ રસૂલ (હઝરત મુહમ્મદ સલ્લ.) ઈશ્વરની એક શાન (Splemdor) છે, જે એ બધાને પ્રસન્નતા (મુક્તિ) પ્રદાન કરશે, જેમને ઈશ્વરે બનાવ્યા છે; કેમ કે ઈશ્વરે તેમને બુદ્ધિ, ન્યાય, વિવેકશીલતા, ધૈર્ય વગેરે તમામ જીવોથી ત્રણ ગણા અધિક પ્રદાન કરેલ છે.

કેવો શુભ દિવસ હશે જ્યારે પૃથ્વી પર એ જન્મ લેશે. મારો વિશ્વાસ કરો મેં તેમને જોયા છે અને તેમનું સન્માન કર્યું છે, જેવી રીતે દરેક પયગંબર તેમને જૂએ છે; કેમ કે તેમની જ આત્માથી ઈશ્વરે બધાને પયગંબરી આપી છે. જ્યારે મેં તેમને જોયા, તો એ કહીને કે મારી આત્મા સંતુષ્ટ થઈ ગઈ કે, 'હે મુહમ્મદ ! ઈશ્વર તારી સાથે હોવ, અને મને એ લાયક બનાવે કે હું તારા પગરખાની પટ્ટી બાંધી શકું, કેમ કે આવું કરીને હું એક મહાન પયગંબર અને ઈશ્વરનો પ્રિય બની જઈશ.'

આવું કહીને હઝરત ઈસા (અલૈ.)એ ઈશ્વરનો આભાર માન્યો. (અધ્યાય ૪૪ બર્નાબાસની બાઈબલ)

## બર્નાબાસ બાઈબલનો અધ્યાય નં. ૧૭ બી :

● ત્યારે પુરોહિતોએ પૂછ્યું, ''તે મસીહા કયા નામથી ઓળખાશે અને તેના આગમનની શું નિશાની

છે?'' હઝરત ઈસા (અલૈ.)એ કહ્યું, ''એ મસીહાનું નામ 'પ્રશંસા-યોગ્ય' હશે.'' (આ નામનો અનુવાદ સંસ્કૃતમાં 'નરાશંસ' અને અરબીમાં 'મુહમ્મદ' થાય છે.) કેમ કે સ્વયં ઈશ્વરે તેનું આ નામ એ વખતે રાખ્યું હતું, જ્યારે ઈશ્વરે તેને પેદા કર્યો હતો.

(તેને પેદા કર્યા પછી) ઈશ્વરે કહ્યું, મુહમ્મદ પ્રતીક્ષા કરો, કેમ કે હું તારા માટે સ્વર્ગ, ધરતી અને અધિક સંખ્યામાં જીવો પેદા કરવા માગું છું, જેમને હું ઉપહારમાં તને આપીશ. આમાંથી જે તને શુભ કહેશે, તે સ્વયં પણ શુભ હશે, અને જે તને ખરાબ કહેશે, તે સ્વયં પણ ખરાબ (પ્રકોપિત) હશે. જ્યારે હું તને પૃથ્વી પર મોકલીશ, તો સૌને મુક્તિ અપાવવાવાળો પયગંબર બનાવીને મોકલીશ. તારું કથન (શિક્ષા) એટલું સાચું હશે કે ધરતી-આકાશ પોતાની જગ્યાએ હલી જશે, પણ તારી શિક્ષા (ધર્મ) નહીં હલે. આવા પવિત્ર અસ્તિત્વ (પયગંબર)નું નામ મુહમ્મદ હશે.

ત્યારે હઝરત ઈસા (અલૈ.)ની સભાના તમામ સભ્યોએ ઊંચા સ્વરે કહ્યું, હે ઈશ્વર ! અમારા પાસે પોતાનો પયગંબર મોકલ. હે મુહમ્મદ ! માનવજાતના ઉદ્ધાર માટે જલ્દી આવો.

(અધ્યાય ૧૭ બી બર્નાબાસની બાઈબલ)

## સારાંશ :

● મહર્ષિ શ્રી વેદ વ્યાસજી, જેઓ મહાભારત અને સત્તર (૧૭) પુરાણોના લેખક છે, અને Jesus Christ (અલૈ.), જેમના અનુયાયીઓ હાલ વિશ્વમાં સૌથી વધારે છે, આ બંને અને મોટા-મોટા પયગંબરો અને આચાર્યોએ ઈશ્વરથી હઝરત મુહમ્મદ (સલ્લ.)ના અનુયાયી બનવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. પરંતુ તેમની ઇચ્છા પૂરી ન થઈ શકી, કેમ કે તેઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)થી પહેલાં જન્મ્યા હતા. આ આપણું સૌભાગ્ય છે કે આપણે તેમના પછી પેદા થયા અને આપણને તેમના અનુયાયી બનવાની તક પ્રાપ્ત થઈ.

જો આપણે તેમને ન ઓળખીએ અને તેમના આદેશોને માનવાનો ઇન્કાર કરીએ, તો એ આપણું કેટલું મોટું દુર્ભાગ્ય હશે.

● હઝરત મુહમ્મદ (સલ્લ.) અને ઇસ્લામ વિશે જે લોકોએ પોતાના શુભ વિચારો વ્યક્ત કર્યા છે, જો આપણે એ સૌની યાદી બનાવીએ, તો તે આ પુસ્તકથી પણ વધારે થઈ જશે. તેથી આપણે આ અધ્યાયને અહીં જ સમાપ્ત કરીએ છીએ. તમે ૩૦ થી પણ વધારે બિનમુસ્લિમ મહાપુરુષોના ઇસ્લામ વિશે શુભ વિચારો નીચે દર્શાવેલ પુસ્તક અમારી વૅબ-સાઇટ www.freeeducation.co.in પરથી પણ વિના મૂલ્યે વાંચી અને ડાઉનલૉડ કરી શકો છો.

૧. **''संत, महात्मा, विचारवंत और इस्लाम''**
   સંદેશ પ્રકાશન, પુણે-૪૧૧૦૦૫
૨. **''पैगम्बरे-इस्लाम गैरमुस्लिमों की नज़र में''**
   ફરીદ બુક ડીપો, નવી દિલ્હી.

અમે આ પ્રકરણની સમાપ્તિ અથર્વવેદના ઈશ્વરની પ્રાર્થનાવાળા એક શ્લોકથી કરીએ છીએ.

**इन्द्र क्रतुं न आ भर पिता पुत्रेभ्यो यथा ।**
**शिक्षाणो अस्मिन् पुरुहूत यामनि जीवा ज्योतिर शीमहि ।** (अथर्ववेद - १८:३:६७)

અર્થાત્ : હે પરમેશ્વર ! આ (સત્યના) માર્ગમાં અમને શિક્ષા (જ્ઞાન) પ્રદાન કર, જેથી અમે આ જીવનમાં જ પ્રકાશ (સત્યના જ્ઞાન)ને પામીએ.

—●—

● **ऋतस्य पन्था न तरन्ति दुष्कृत ।**
**(Rigveda : 8:73-6)**
સત્ય-માર્ગને દુષ્કર્મીઓ કદાપિ પાર કરી શકતા નથી. અર્થાત્ જેના કર્મો ખોટા હશે, તે ક્યારેય સફળ નહીં થાય.

# ૬. હઝરત મુહમ્મદ (સલ્લ.)નું આચરણ કેવું હતું ?

● કોઈએ હઝરત આઈશા (રદિ.)ને પૂછ્યું કે હઝરત મુહમ્મદ (સલ્લ.)નું આચરણ કેવું હતું ? તો તેમણે કહ્યું, આપ (સલ્લ.)નું આચરણ પવિત્ર કુર્આન હતું. (હદીસ : મુસ્લિમ)

અર્થાત્ જેવા આચણરનો આદેશ ઈશ્વરે માનવજાતને અપનાવવા માટે પવિત્ર કુર્આનમાં આપ્યું હતું, હઝરત મુહમ્મદ (સલ્લ.)નું આચરણ બરાબર એવું જ હતું.

● ઈશ્વરે આ શબ્દોમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આચરણની પ્રશંસા કરી છે :

''હે મુહમ્મદ તમારું આચરણ સર્વશ્રેષ્ઠ છે.''

(પવિત્ર કુર્આન, ૬૮:૪)

● હઝરત ઈમામ માલિક (રહ.)એ પોતાના પુસ્તક 'મુઅત્તા'માં લખ્યું છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું કે ઈશ્વરે માનવજાતને સર્વશ્રેષ્ઠ આચરણ શિખવાડવા માટે મને પયગંબર બનાવીને મોકલ્યો છે.'' (મુઅત્તા)

**હઝરત મુહમ્મદ (સલ્લ.) ખૂબ જ નમ્ર સ્વભાવના હતા :**

● હઝરત અનસ (રદિ.) કહે છે કે મેં હઝરત મુહમ્મદ (સલ્લ.)ની દસ વર્ષ સેવા કરી. પરંતુ આ મુદ્દતમાં આપ (સલ્લ.)એ કદી મારી સાથે નારાજગી પ્રગટ નથી કરી કે ઠપકો નથી આપ્યો. જો મારાથી કોઈ ભૂલ થઈ જાય તો આપે મને કદી એ ન પૂછ્યું કે આ ભૂલ તમે કેમ કરી ? અને જે કામ મારે કરવું જોઈતું હતું, જો મેં તે કામ ન કર્યું તો આપ (સલ્લ.)એ ક્યારેય મને એ નથી પૂછ્યું કે તમે આ કામ કેમ ન કર્યું ?

(બુખારી, મુસ્લિમ, ઝાદેરાહ : ૩૧૪)

● હઝરત આઈશા (રદિ.) કહે છે, ''હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ક્યારેય કોઈ વ્યક્તિને પોતાના હાથથી નથી માર્યો, ન કોઈ પત્નીને મારી, ન કોઈ સેવકને માર્યો, અને ન કોઈ અન્યને. હા, ઈશ્વરના આદેશાનુસાર યુદ્ધ કરતાં દુશ્મનોને અવશ્ય માર્યા, અને આપ (સલ્લ.)ને કષ્ટ પહોંચાડનારાઓથી આપે કદી બદલો નથી લીધો.'' (મુસ્લિમ, ઝાદેરાહ : ૩૪૬)

**હઝરત મુહમ્મદ (સલ્લ.)ની ભાષા ખૂબ મધુર હતી :**

● હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરૂ બિન આસ (રદિ.) કહે છે કે, હઝરત મુહમ્મદ (સલ્લ.) ન તો ખરાબ સ્વભાવના (Hot-Tempered) હતા અને ન ખરાબ વાતો જબાનથી કાઢતા હતા. (બુખારી, મુસ્લિમ, ઝાદેરાહ : ૭૪)

● આપ (સલ્લ.) મોટાભાગે મૌન રહેતા.

(સૂરઃ અલ સના)

● જ્યારે પણ આપ (સલ્લ.) વાત કરતા તો એવી રીતે રોકાઈ-રોકાઈને વાત કરતા કે જો કોઈ એક-એક શબ્દ ગણવા ચાહે અથવા લખવા માગે તો લખી લે.

(બુખારી, મુસ્લિમ, મારિફુલ હદીસ, ભા-૮, પૃ. ૨૩૮)

● આપ (સલ્લ.) જે વાક્યો બોલ્યા તે સાહિત્યિક રીતે એટલા સુંદર અને પરિપૂર્ણ હતા કે આજે પણ લોકો તેને દોહરાવે છે. આવા કથનોના સંગ્રહનું નામ 'જામેઉલ કલામ' છે.

**હઝરત મુહમ્મદ (સલ્લ.)માં ખૂબ જ આત્મસંયમ હતું :**

એક વાર એક ગામવાસી મદીના આવ્યો અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ની ચાદર (શૉલ, જે આપે ઓઢી રાખી હતી)ને પકડીને એટલી

જોરથી ખેંચી કે આપની ગરદન પર ઘસડાવાના ચિહ્નો પડી ગયા.તેણે કહ્યું, ''હે મુહમ્મદ (સલ્લ.) ! ઈશ્વરે તમને જે આપ્યું છે, તેમાંથી મને પણ કંઈક આપો.'' તેના આ દુર્વર્તન પર કોઈપણ વ્યક્તિ તેને થપ્પડ મારી શકતો હતો, પરંતુ આપે સંયમથી કામ લીધું. આપ કેવળ મલકાયા અને પોતાના સાથીઓને તેને થોડું અનાજ આપવાનું કહ્યું.

(બુખારી, મારિફુલ હદીસ, ભા-૮, પૃ. ૨૩૨)

એક વાર કોઈ ગરીબ મુસલમાનની મદદ માટે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ એક યહૂદીથી થોડાક પૈસા ઉધાર લીધા અને તેને પરત ચૂકવવાનો સમય નક્કી કર્યો. પરંતુ એ યહૂદી તે નિશ્ચિત સમય કરતાં પહેલાં જ પોતાના પૈસા માગવા આવી ગયો. જ્યારે એ યહૂદી પોતાના પૈસા માગવા આવ્યો તે વખતે આપ (સલ્લ.)ની પાસે કંઈ જ નહોતું. પરંતુ યહૂદીએ કહ્યું કે હું તો મારા પૈસા લીધા વગર નહીં જાઉં અને મસ્જિદમાં જ બેસી ગયો. તે યહૂદી બપોર પહેલાં આવ્યો હતો અને બીજા દિવસે સવાર સુધી બેસી રહ્યો. આપ તેના કરજદાર હતા, તેથી આપ પણ લગાતાર તેની સાથે મસ્જિદમાં બેસી રહ્યા. આપના સાથીઓ પોતે તે કરજ ચૂકવવા માગતા હતા, પણ આપ (સલ્લ.)એ તેની મનાઈ કરી. આપના સાથીઓ એ યહૂદીને ત્યાંથી ચાલ્યા જવાનું કહેવા માગતા હતા. પણ આપ (સલ્લ.)એ કોઈને પણ તેની સાથે દુર્વ્યવહાર કરવા ન દીધો. એ યહૂદીએ પોતાના ધર્મગ્રંથમાં વાંચ્યું હતું કે અંતિમ પયગંબરમાં ખૂબ સંયમ અને ધીરજ હશે. જ્યારે તેણે પોતાની આંખોથી જોઈ લીધું તો કહ્યું, ''આપ સાચા પયગંબર છો. મારો બધો માલ આપના ચરણોમાં છે. તેને આપ જે રીતે ચાહો ખર્ચ કરો.'' (મિશ્કાત, મારિફુલ હદીસ, ભા-2, પૃ. 109)

**<u>હઝરત મુહમ્મદ (સલ્લ.) વચનના ખૂબ પાકા હતા :</u>**

એક વેપારી સોદામાં હઝરત મુહમ્મદ (સલ્લ.) અને એક યહૂદી અબ્દુલ્લાહ બિન અબીલ હામા બંનેએ એક-બીજાને વચન આપ્યું કે એક જગ્યાએ મળીશું. નિર્ધારિત સમયે આપ એ જગ્યાએ પહોંચી ગયા, પણ યહૂદી એ મુલાકાતના વચનને ભૂલી ગયો. હઝરત મુહમ્મદ (સલ્લ.) ત્રણ દિવસ સુધી વચન અનુસાર એ જગ્યાએ ગયા. ત્રીજા દિવસે યહૂદીને એ વચન યાદ આવ્યું અને એ જગ્યાએ દોડતો પહોંચ્યો અને જોયું કે હઝરત મુહમ્મદ (સલ્લ.) એ જગ્યાએ તેની પ્રતીક્ષા કરી રહ્યા છે. તેણે તેમની માફી માગી. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પોતાની નારાજગી પ્રગટ કરતાં બસ એટલું ફરમાવ્યું, ''તે મને ખૂબ તકલીફ આપી, કેમ કે પાછલા ત્રણ દિવસથી હું તારી રાહ જોઈ રહ્યો છું.'' (શિફા, પૃ. ૫૬)

**બિનમુસ્લિમોથી આપ (સલ્લ.)નો વ્યવહાર :**

- એક વખતે હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદિ.)નાં મક્કાવાસી બિનમુસ્લિમ માતા, તેમનાથી મળવા મદીના આવ્યા. હઝરત અસ્મા (રદિ.)એ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પૂછ્યું કે મારી માતા મુસલમાન નથી. હું તેમના સાથે કેવો વ્યવહાર કરું ? આપ (સલ્લ.)એ કહ્યું કે સારો વ્યવહાર કરો, જેવી રીતે એક પુત્રીએ માતાથી કરવો જોઈએ. હા, જો તે ઇસ્લામ વિરુદ્ધ કહે તો તેમનું કહેવું ન માનો.

(બુખારી, મુસ્લિમ, મુન્તખબ અબ્વાબ, ભા-૧, નં. ૯૮૧)

- હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે જો કોઈ સત્તાધારી મુસલમાન એક બિનમુસ્લિમની સાથે અન્યાય કરે છે, તો કયામતના દિવસે ઈશ્વરના દરબારમાં હું એ મુસલમાન વિરુદ્ધ અને બિનમુસ્લિમની તરફેણમાં મુકદ્દમો લડીશ.

(અબૂ દાઉદ, સફીનાએ નજાત, ૧૫૧)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે જ્યારે કોઈ બીજા સમાજનો કોઈ આદરણીય વ્યક્તિ તમારા પાસે આવે, તો તેનો આદર કરો.

(જામેઉલ કલામ)

● હઝરત આઇશા (રદિ.) કહે છે કે એક વાર એક યહૂદી હઝરત મુહમ્મદ (સલ્લ.)ને મળવા આવ્યો. આપ (સલ્લ.)એ તેનાથી ખૂબ આદર-પૂર્વક વાત કરી. જ્યારે એ ચાલ્યો ગયો, તો આપ (સલ્લ.)એ હઝરત આઇશા (રદિ.)થી કહ્યું : ''આ વ્યક્તિ સજ્જન નહોતો.'' હઝરત આઇશા (રદિ.)એ આશ્ચર્યસહ પૂછ્યું કે તો પછી આપે તેના સાથે આટલા આદરપૂર્વક વાતચીત કેમ કરી ? તો આપ (સ.)એ કહ્યું, ''અલ્લાહના નજીક સૌથી ખરાબ વ્યક્તિ એ છે, જેના દુર્વ્યવહારના કારણે લોકો તેનાથી દૂર રહે, અને હું એવો વ્યક્તિ બનવા નથી માગતો.''

(તિરમિઝી, બયહકી)

● હઝરત મુહમ્મદ (સલ્લ.) પોતાના ઘરથી નીકળીને કાબા શરીફ નમાઝ પઢવા જતા તો એ મહોલ્લાની એક વૃદ્ધા, જેનું ઘર રસ્તામાં હતું, દરરોજ આપના ઉપર કચરો ફેંકતી.

પછી અમુક દિવસ સુધી આપ (સલ્લ.) પર કચરો ફેંકવાનું બંધ થઈ ગયું, તો આપે લોકોને આનું કારણ પૂછ્યું. લોકોએ બતાવ્યું કે એ વૃદ્ધા બીમાર છે અને બિસ્તર પર પડી છે. હઝરત મુહમ્મદ (સલ્લ.) તેની તબિયત પૂછવા તેના ઘરમાં ગયા. આપ (સલ્લ.)ના આ સ્વભાવને જોઈને તે ખૂબ પ્રભાવિત થઈ અને તેણે ઇસ્લામ ધર્મ સ્વીકારી લીધો.

**હઝરત મુહમ્મદ (સ.) કટ્ટરવાદી નહોતા :**

● હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત મુહમ્મદ (સલ્લ.) પોતાના અનુયાયીઓ માટે સરળતા ઇચ્છતા હતા. તેથી જ્યારે બે કાર્યોમાંથી કોઈ એકને પસંદ કરવાનું હોય તો, જો એ કાર્ય ગુનાનું ન હોય, સરળ કાર્ય જ પસંદ કરતા. (બુખારી, હદીસે નબવી, પૃ. ૩૧)

● હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત મુહમ્મદ (સલ્લ.) મારા રૂમમાં પધાર્યા, તો એક મહિલા બેસેલી હતી. આપે પૂછ્યું કે આ કોણ છે ? મેં કહ્યું, ''આ એ જ છે, જેની નમાઝ પ્રસિદ્ધ છે.'' (અર્થાત્ એ સામાન્ય લોકોથી વધારે નમાઝ પઢતી હતી.) હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે, આવું ન કરો. તમે એટલું જ કરો, જેટલું કરી શકો છો. અલ્લાહતઆલા પુણ્ય આપવાથી નહીં થાકે, પણ તમે નમાઝથી થાકી જશો. અલ્લાહતઆલાને એ જ પસંદ છે, જે તમે હંમેશા કરી શકો. (બુખારી, મુસ્લિમ) અર્થાત્, આપ (સ.) આસાની અને મધ્યમમાર્ગ (Middle Path)ને વધુ પસંદ કરતા હતા.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું કે ધર્મને પોતાના તરફથી કઠિન અને મુશ્કેલ બનાવનારાં બરબાદ થઈ ગયા.

(મુસ્લિમ, રિયાઝુસ્-સાલેહીન)

**હઝરત મુહમ્મદ (સલ્લ.) અને તેમનો પરિવાર ખૂબ દાનવીર હતા :**

● હઝરત સુહૈલ (રદિ.) કહે છે કે મેં જોયું કે એક સહાબીએ એક ચાદર આપથી માગી, જેને આપ (સલ્લ.)એ ઓઢી રાખી હતી. આપ (સલ્લ.)ને એ ચાદરની આવશ્યકતા હતી, તેમ છતાં આપ (સલ્લ.)એ એ ચાદર એ સહાબીને ઉતારીને આપી દીધી.

લોકોએ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ગયા પછી એ સહાબીને ખૂબ ધમકાવ્યો કે તમે જોઈ રહ્યા હતા કે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને એ ચાદરની જરૂરત હતી, તેમ છતાં તમે એમનાથી ચાદર કેમ માગી ? તો તેમણે કહ્યું કે આ પવિત્ર ચાદર મે મારા કફન માટે માગી છે.

(સહીહ બુખારી, મારીફુલ હદીસ, ભા-૨, પૃં. ૧૯૪)

● મદીના અને ખૈબરના પ્રદેશમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ની અમુક ખેતી હતી, જેનાથી

એટલું અનાજ પેદા થઈ જતું કે વર્ષ ભર આપ (સલ્લ.)ના પરિવારનો ગુજારો થઈ શકતો હતો. પરંતુ આપ (સલ્લ.)અને આપની પત્નીઓ એટલાં દાનશીલ હતા કે એ બધું અનાજ માગવાવાળા ગરીબોને વહેંચી દેતા અને પોતે ખજૂર અને પાણી પર જીવિત રહેતા.

● આપે કોઈ માગવાવાળાને ના નથી કહ્યું. જો કોઈ ગરીબ આપથી કંઈક માગતો અને જો આપ (સલ્લ.)ની પાસે આપવા માટે કંઈ જ નહોતું, તો આપ ઉધાર લઈને તેની જરૂરત પૂરી કરતા. જ્યારે આપ (સલ્લ.)નો દેહાંત થયો તો આપનું બખ્તર (યુદ્ધમાં પહેરવાનું કવચ) એક યહૂદીની પાસે ગિરો મૂકેલ હતું.

(બુખારી, મુસ્લિમ, મારીફુલ હદીસ, ભા-૮, નં. ૨૩૩)

**આપ (સલ્લ.) ખૂબ ન્યાયપ્રિય હતા :**

આપ (સ.) ખૂબ ન્યાયી હતા. તેથી યહૂદીઓ અને અન્ય બિનમુસ્લિમો પોતાના વિવાદો આપની પાસે ન્યાય માટે લાવતા. આપ (સલ્લ.)એ ઘણી વખત નિર્ણય મુસલમાનો વિરુદ્ધ આપ્યો છે. એવા જ એક ન્યાયનું વર્ણન પવિત્ર કુર્આનમાં છે. (પવિત્ર કુર્આન, ૪:૬૨)

પ્રાચીન કાળમાં સ્થાયી સરકાર અને જેલો નહોતી. તેથી ઈસ્લામની તમામ સજાઓ અને દંડ ગુનો સાબિત થાય કે તરત જ લાગુ થવાવાળા હતા. ઈસ્લામમાં ચોરીની સજા હાથ કાપી નાખવાની છે. એક વાર ફાતિમા નામની પ્રતિષ્ઠિત પરિવારની એક મહિલાએ ચોરી કરી અને પકડાઈ ગઈ. ન્યાયાલયે તેના હાથ કાપી નાખવાની સજા સંભળાવી. અમુક લોકોએ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ભલામણ કરી કે પ્રતિષ્ઠિત પરવારની મહિલા છે, તેને માફ કરી દેવામાં આવે. આ વાત પર હઝરત મુહમ્મદ (સલ્લ.) ખૂબ નારાજ થયા અને કહ્યું કે જો મારી પુત્રી ફાતિમાએ પણ આ કાર્ય કર્યું હોત, તો તેને પણ આ જ સજા મળતી.

**હઝરત મુહમ્મદ (સલ્લ.) ખૂબ બહાદુર હતા :**

● 'રકાના' મક્કાનો સૌથી પહેલવાન હતો. તેણે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને કહ્યું કે જો તમે મને કુશ્તીમાં હરાવી દો, તો હું મુસલમાન બની જઈશ. આ વાત આપના સ્વભાવથી વિરુદ્ધ હતી કે કુશ્તી લડે, પરંતુ તેણે વારંવાર આપને મજબૂર કર્યા, તો આપ (સલ્લ.)એ તેને ત્રણ વાર હરાવ્યો. (સિરતે મુજતબા સલ્લ.)

● હઝરત બર્રા બિન આઝીબ (રદિ.) કહે છે કે યુદ્ધમાં આપ (સલ્લ.) સૌથી આગળ રહેતા હતા. આપ પર હુમલાઓ પણ વધારે થતા, તેથી જે વધારે બહાદુર હોય એ જ આપ (સલ્લ.)ની સાથે રહેતો હતો, અને ઘમાસાણ યુદ્ધમાં ક્યારેક કોઈ ઈજાગ્રસ્ત મુસલમાનને બચવું હોય તો તે આપ (સલ્લ.)ની પાછળ થઈ જતો.

● હુનૈનના યુદ્ધમાં શત્રુએ જ્યારે તીરોની વર્ષા કરી, તો મુસલમાન સૈન્યને તીરોથી બચવા માટે પાછળ હટવું પડ્યું. પરંતુ આવી ગંભીર સ્થિતિમાં પણ હઝરત મુહમ્મદ (સલ્લ.) અને આઠ-દસ સાથીઓ પાછળ ન હટ્યા, અને આગળ જ વધતા રહ્યા. હઝરત અબ્બાસ (રદિ.)એ ઉમરાવાળા ૧૪૦૦ સાથીઓને અવાજ આપ્યો. જ્યારે તેઓ પલટીને પાછા આવ્યા અને ફરીથી હુમલો કર્યો, તો મુસલમાન સૈન્ય ફરીથી સ્વસ્થ થઈ ગયું અને વિજયી રહ્યું.

(સિરતે મુજતબા સલ્લ.)

● એક વખતે મદીના શહેરની એક તરફથી ખૂબ જોરદાર અવાજ આવ્યો અને લોકો સમજ્યા કે હુમલો થયો છે. જ્યાં સુધી લોકો પોતાના શસ્ત્રો લઈને ઘરથી નીકળતા, હઝરત મુહમ્મદ (સલ્લ.) હઝરત તલ્હા (રદિ.)ના ઘોડાની નગ્ન પીઠ પર સવાર અને તલવાર લટકાવીને એ તરફથી પાછા આવી રહ્યા હતા, જ્યાંથી અવાજ આવ્યો હતો અને લોકોને બતાવ્યું કે ચિંતાની કોઈ વાત નથી. (બુખારી)

**આપ (સલ્લ.) અનાજનો ખૂબ આદર કરતા હતા :**

● હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે જ્યારે આપ (સલ્લ.)ની સામે ભોજન મૂકવામાં આવતું, તો જો આપ (સલ્લ.)ને પસંદ હોય તો ભોજન કરતા અને નાપસંદ હોય તો ત્યાંથી ઊભા થઈ જતા, પણ આપ (સલ્લ.)એ ભોજનને કદી ખરાબ નથી કહ્યું. (બુખારી)

● હઝરત આઇશા (રદિ.) કહે છે કે એક વાર આપ મારા રૂમમાં પધાર્યા, અને આપ (સ.)એ રોટીનો એક નાનો ટુકડો નીચે જમીન પર પડેલો જોયો, તો આપ (સલ્લ.)એ તેને ઉઠાવી લીધો અને સાફ કરીને ખાઈ લીધો અને ફરમાવ્યું, ''આઇશા ! સારી વસ્તુનો આદર કરો, કેમ કે (ઈશ્વરના આ ઉપકારના અપમાનના કારણે) આ જે સમુદાયથી ચાલી ગઈ પછી પાછી ફરીને નથી આવી. (સુનન ઇબ્ને માજા)

(અર્થાત્, ભોજનનું અપમાન કરવાથી જે લોકો ગરીબ થઈ ગયા, તેઓ પછી સમદ્ધ નથી થયા.)

**આપ (સલ્લ.) ખૂબ હસમુખા હતા :**

● ઈશ્વર પવિત્ર કુર્આનમાં ફરમાવે છે કે અમે માનવજાત માટે સરળતા ઇચ્છીએ છીએ, સખ્તાઈ નહીં. (પવિત્ર કુર્આન, ૨:૧૮૫)

● હઝરત મુહમ્મદ (સલ્લ.) ખુશમિજાજ હતા. હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે લોકોએ આશ્ચર્યથી પૂછ્યું કે, 'હે અલ્લાહના રસૂલ ! (આપ પયગંબર થઈને પણ) અમારાથી હસવા-હસાવવાવાળી વાતો કરો છો !' આપ (સલ્લ.)એ જવાબ આપ્યો કે, 'હા, પરંતુ હું કોઈ ખોટી વાત કે ધર્મ વિરુદ્ધ વાત નથી કરતો.'

(તિરમિઝી, ઝાદેરાહ : ૩૨૦)

● હઝરત અબ્દુલ્લાહ બિન હારિસ કહે છે કે, મેં હઝરત મુહમ્મદ (સલ્લ.)થી વધારે કોઈને મુસ્કાતા નથી જોયા.

(તિરમિઝી, મુન્તખબ અબ્વાબ : ૮૨૭)

● હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું, 'પોતાના ભાઈની સામે (તેનાથી મિત્રતા અને પ્રેમથી મળવા માટે) મુસ્કાવું પણ દાન જેવું પુણ્યનું કામ છે.' (તિરમિઝી ૧૯૫૬, હદીસે નબવી ૧૧૦)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)નું હાસ્ય મુસ્કાવા સુધી રહેતું. હઝરત આઇશા (રદિ.) કહે છે કે મેં ક્યારેય આપ (સલ્લ.)ને જોરથી હસતા નથી જોયા કે આપનું ગળું (મોઢાના અંદરનો ભાગ) દેખાય. (બુખારી, મુસ્લિમ)

**આપ (સલ્લ.) પોતાનું સન્માન કરવાનું પસંદ કરતા નહોતા :**

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સાથી શામ (સીરિયા), ઇરાક, ઇજિપ્ત વગેરેથી વેપાર કરતા હતા. તેઓ જ્યારે ત્યાં જતા, તો જોતા કે ત્યાંના લોકો પોતાના ધાર્મિક ગુરુનો આદર સિજદાથી (માથું નમાવીને) કરતા કે તેમના માનમાં ઊભા થઈને કે તેમના હાથ ચૂમીને કરતા હતા. આ જોઈને આપના સાથીઓએ આપ (સલ્લ.)ને કહ્યું કે, 'હે અલ્લાહના રસૂલ! અમે પણ એવો જ આદર-પૂર્ણ વ્યવહાર આપની સાથે કરવા માગીએ છીએ.' તો આપ (સલ્લ.) એ તેની સ્પષ્ટ મનાઈ ફરમાવી દીધી.

હઝરત મુહમ્મદ (સલ્લ.) એ વાતને પસંદ કરતા નહોતા કે જ્યારે તેઓ સભામાં આવે તો લોકો તેમના માનમાં ઊભા થઈ જાય.

(તિરમિઝી, મુન્તખબ અબ્વાબ, ભા-૧, નં. ૭૭૮)

● આપ (સલ્લ.)એ એ પણ ફરમાવ્યું કે જે વ્યક્તિ લોકો પાસે પોતાનો આવો આદર કરાવવા માગે છે, તેનું ઠેકાણુ જહન્નમ (નર્ક) હશે. (તિરમિઝી, મુન્તખબ અબ્વાબ, ભા-૧, નં. ૭૭૮)

● આપ (સલ્લ.)એ એ વાતથી પણ મનાઈ કરી કે તેમની કબર પર કોઈ સ્મારક બનાવવામાં આવે, અથવા તેમની કબરને સિજદો કરવામાં આવે.

હઝરત ઉમર (રદિ.) કહે છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે એક હદથી વધારે મારી પ્રશંસા ન કરો, જેવી રીતે ખ્રિસ્તીઓએ હઝરત ઈસાની સાથે કર્યું (કે તેમને પયગંબરથી ઉઠાવીને ઈશ્વરના પુત્ર બનાવી દીધા). હું ખુદાનો બંદો (દાસ) છું. તેથી મને કેવળ અલ્લાહનો બંદો અને પયગંબર કહો.

(બુખારી, મુસ્લિમ, મુન્તખબ અબ્વાબ, ભા-૧, નં. ૯૬૫)

**આપ (સલ્લ.) સમાજમાં પ્રેમ અને શાંતિ ઈચ્છતા હતા :**

● ઈશ્વરે પવિત્ર કુર્આનમાં આદેશ આપ્યો કે, ''હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ન કોઈ સમૂહ (પુરુષો) બીજા સમૂહ (પુરુષો)ની હાંસી ઉડાવે, બની શકે છે કે તેઓ તેમનાથી સારા હોય, અને ન તો સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની હાંસી ઉડાવે, બની શકે છે કે તેઓ તેમનાથી સારી હોય. પરસ્પર એકબીજા પર વ્યંગ ન કરો અને ન એકબીજાને ખરાબ ઈલ્કાબો (ઉપનામો)થી યાદ કરો. ઈમાન લાવ્યા પછી ખરાબ ઈલ્કાબોથી બોલાવવું ગુનો છે અને જેઓ તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) ન કરે તેઓ જાલિમ છે.'' (પવિત્ર કુર્આન, સૂરઃ હુજુરાત, આ. ૧૧)

● આપ (સલ્લ.)એ પોતાના સહાબીઓ (સાથીઓ)ને એ વાતથી મનાઈ કરી કે આપ (સલ્લ.)ના નામથી કોઈ કોઈની બૂરાઈનું વર્ણન કરે. આપ (સલ્લ.)એ કહ્યું કે હું ઈચ્છું છું કે મારું હૃદય મારા સાથીઓ માટે તદ્દન સાફ અને સ્વચ્છ હોય. (મુન્તખબ અબ્વાબ)

● આપ (સલ્લ.)એ એ વાતની મનાઈ કરી કે કોઈ વ્યક્તિ કોઈની બૂરાઈના પાછળ પડે.

(પવિત્ર કુર્આન, સૂરઃ હુજુરાત, આ. ૧૧)

● આપ (સલ્લ.)એ કહ્યું કે દરેક વ્યક્તિના પ્રાણ, ધનસંપત્તિ અને આબરૂ એક-બીજા માટે પ્રતિષ્ઠિત છે. દરેક વ્યક્તિ એક-બીજાના જાન-માલની રક્ષા કરે અને કોઈને અપમાનિત ન કરે. (ખુત્બા : હજ્જતુલ વિદાય)

● હઝરત આઈશા (રદિ.)કહે છે, ''જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને કોઈની બૂરાઈની જાણકારી હોતી તો તેઓ તેને બધાની સામે ઠપકો નહોતા આપતા, બલ્કે આપ મસ્જિદમાં એવી રીતે કોઈનું પણ નામ લીધા વગર ઉપદેશ આપતા, કે તમામ લોકો એ બૂરાઈથી બચી જાય, અને એ વ્યક્તિ પણ પોતાને સુધારી લે.

(શિફા-૫૨)

● હઝરત હન્ઝલા (રદિ.) કહે છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) ઈચ્છતા હતા કે દરેક વ્યક્તિને સારા અને તેની પસંદગીના નામ સાથે બોલાવવામાં આવે. (આદાબુલ મુફરદ)

● સમાજમાં એક-બીજા પ્રત્યે પ્રેમ અને સદ્ભાવના વધારવા માટે આપ (સલ્લ.)એ સૌને સલામ કરવાનો આદેશ આપ્યો.

(મુસ્લિમ, મુન્તખબ અબ્વાબ, ભા-૨, પૃ. ૩૯૧)

● આપ (સલ્લ.) સ્વયં પહેલા સલામ કરતા અને કહેતા કે જે પહેલા સલામ કરે છે, તેનામાં ઘમંડ નથી હોતો.

(બયહકી, મુસ્લિમ, મુન્તખબ અબ્વાબ, ભા-૨, પૃ. ૪૦૩)

● આપ (સલ્લ.) મહિલાઓ અને બાળકોને સલામ કરતા હતા.

(અહમદ, મુન્તખબ અબ્વાબ, ભા-૧, પૃ. ૪૦૩)

**હઝરત મુહમ્મદ (સ.) પ્રત્યે આપણું કર્તવ્ય :**

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પોતાનું અને પોતાના પરિવારનું જીવન આપણા સુધી ઈશ્વરના સાચા આદેશો પહોંચાડવામાં સમર્પિત કરી દીધું, અને તેના બદલામાં આપે આપણાથી પોતાના માટે અને પોતાના પરિવાર માટે કંઈ જ ન માગ્યું, અને ન આપણે આપ (સલ્લ.)ને અને આપના પરિવારજનોને કંઈ આપી શકીએ છીએ. તેથી આપણે જ્યારે પણ આપનું નામ સાંભળીએ તો ઈશ્વરથી તેમના માટે પ્રાર્થના

કરીએ કે, 'હે ઈશ્વર ! હઝરત મુહમ્મદ અને તેમના પરિવાર પર પોતાની કૃપા કર.''

- હઝરત મુહમ્મદ (સલ્લ.) માટે આવી પ્રાર્થના કરવાને અરબીમાં 'દરૂદ' પઢવું કહે છે.
- ઈશ્વરે પવિત્ર કુર્આનમાં પણ આપણા-સૌને હઝરત મુહમ્મદ (સલ્લ.) માટે દરૂદ પઢવાનો આદેશ આપ્યો છે. (પવિત્ર કુર્આન, ૩૩:૫૬)
- ફરિશ્તાઓના સરદાર હઝરત જિબ્રઈલ (અલૈ.)એ એ તમામ કૃતઘ્ન લોકો માટે બદ્દુઆ કરી છે, જેઓ આપ (સલ્લ.)નો આભાર નથી માનતા અને આપ (સલ્લ.)નું નામ સાંભળ્યા પછી ચૂપ રહે છે અને આપ (સલ્લ.) માટે પ્રાર્થના નથી કરતા (અર્થાત્ દરૂદ નથી પઢતા).
- આપ (સલ્લ.) માટે સૌથી સરળ પ્રાર્થના છે **- સલ્લલ્લાહુ અલયહિ વ-સલ્લમ.**

અર્થાત્ ઈશ્વર આપ (સલ્લ.) પર અને આપ (સલ્લ.)ના પરિવાર પર કૃપા કરે.

તેથી જ્યારે પણ હ. મુહમ્મદ (સલ્લ.)નું નામ સાંભળો, તો તેને પઢવાનું રાખો.

ઈશ્વરે પવિત્ર કુર્આનમાં લોકોને આદેશ આપ્યો હતો કે તેઓ જ્યારે પણ હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે વાત કરે તો આદરપૂર્વક અને મધ્યમ અવાજમાં કરે, નહિં તો તેમના બધા કર્મો નષ્ટ થઈ જશે. (પવિત્ર કુર્આન, ૪૯:૨-૩)

તેથી આજે પણ આપણે આપ (સલ્લ.)નું નામ આદરપૂર્વક લેવું જોઈએ.

**<u>આપ (સલ્લ.) સર્વશ્રેષ્ઠ શિક્ષક હતા :</u>**

Michael H. Hart એ એક વિશ્વપ્રસિદ્ધ પુસ્તક લખ્યું છે, જેનું શીર્ષક છે - The 100, Ranking of the Most Influencial Persons in History. લેખક પોતે ખ્રિસ્તી છે, પણ તેમણે વિશ્વના સૌથી પ્રભાવશાળી વ્યક્તિના રૂપમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)નું નામ પ્રથમ ક્રમે લખ્યું છે; જ્યારે તેમની આસ્થા અનુસાર તેઓ હઝરત ઈસા (અલૈ.)ને પ્રાથમિકતા આપી શકતા હતા. તેનું કારણ તેમણે એ લખ્યું છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)ની પાસે ધન, સત્તા, શિક્ષા, સેના વગેરે કંઈપણ નહોતું, પણ કેવળ ૨૩ વર્ષના સંઘર્ષથી જે પ્રભાવ તેમણે માનવજાત ઉપર છોડ્યો છે, તે આશ્ચર્યજનક છે.

હઝરત મુહમ્મદ (સલ્લ.)ની વાતોમાં અસર હતી. લોકો તેમના આદેશો અને ઉપદેશ તરત સાંભળતા, માનતા અને અપનાવી લેતા; કેમ કે તેઓ જે કહેતા, સૌપ્રથમ સ્વયં પરિપૂર્ણ રીતે તેના ઉપર અમલ કરતા હતા. તેમના વાણી અને વર્તનમાં અંતર નહોતું. તેથી તેમની શિક્ષાઓમાં પણ અસર હતી. તેના અમુક ઉદાહરણો નિમ્નલિખિત છે :

- આપ (સલ્લ.) બધાને પાંચ સમય નમાઝ પઢવા માટે કહેતા, પરંતુ આપ (સલ્લ.) સ્વયં આઠ સમય નમાઝ પઢતા. તહજ્જુદ, ઇશ્રાક અને ચાશ્ત એ આપની વધારાની નમાઝો હતી.
- દાન કરતી વખતે પોતાના પરિવાર માટે પણ બચાવીને રાખવા માટે આપ (સલ્લ.) બધાને કહેતા. પરંતુ આપ (સલ્લ.) પોતાનું સર્વસ્વ દાન કરી દેતા.
- આપ (સલ્લ.) બધાને રમઝાન મહિનાના (ફરજિયાત રોઝા) રાખવાનું કહેતા, પણ આપ (સલ્લ.) રમઝાનની સાથે શાબાન મહિનાના પણ રોઝા રાખતા હતા અને વર્ષના દરેક મહિને ઓછામાં ઓછા ત્રણ રોઝા અવશ્ય રાખતા.
- જ્યારે આપ (સલ્લ.) મદીનામાં મસ્જિદ બનાવી રહ્યા હતા, તો સૌની સાથે આપ પણ માટી-પથ્થર ઉઠાવીને લાવી રહ્યા હતા.
- મક્કાના ૧૦,૦૦૦ સૈનિકોના આક્રમણને રોકવા માટે જ્યારે આપ (સલ્લ.) બદ્ર જઈ

રહ્યા હતા, તો આપ (સલ્લ.)ના તમામ સાથીઓની સવારી માટે ઊંટ ઉપલબ્ધ નહોતા. તેથી ત્રણ સાથી એક ઊંટ પર વારાફરતે સવારી કરતા અને થોડીક વાર પગપાળા ચાલતા. હઝરત મુહમ્મદ (સલ્લ.) પણ બધાની જેમ પોતાના વારા મુજબ સવારી કરતા અને પગપાળા ચાલતા. સાથીઓના આગ્રહ પર પણ આપ (સલ્લ.)એ એકલા સવારી કરવાનું પસંદ ન કર્યું. (મિશ્કાત, ઝાદેરાહ : ૨૩૫)

● 627 AD ના 'ખંદક યુદ્ધ'માં જ્યારે ખાઈ ખોદવામાં આવી, તો જેટલી ખાઈ સામાન્ય મુસલમાને ખોદી હતી, એટલી જ ખાઈ હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પણ ખોદી હતી.

આ યુદ્ધ, જે એક મહિના સુધી ચાલ્યું અને ભોજન-પાણી પણ સમાપ્ત થઈ ગયા, તો જેવી રીતે બધા સૈનિકો ભૂખ્યા-તરસ્યા રહેતા, એવી રીતે આપ (સલ્લ.) પણ તેમના સાથે ભૂખ્યા-તરસ્યા રહેતા.

અર્થાત્ આપ (સલ્લ.)એ માનવજાતને જે શિક્ષા આપી, પહેલા આપ (સલ્લ.)એ સ્વયં તેના પર અમલ કરીને દેખાડ્યો, પછી લોકોને તેના પર અમલ કરવાનું કહ્યું.

### હઝરત મુહમ્મદ (સ.) કેવા દેખાતા હતા :

● આપ (સલ્લ.)નું કદ ન વધારે ઊંચું હતું અને ન નીચું હતું, પરંતુ આપ પોતાના સહાબીઓ (સાથીઓ)ના વચ્ચે રહેતા તો સૌથી ઊંચા દેખાતા. (તિરમિઝી, ભા-૧)

● આપ (સલ્લ.)નો રંગ ઘઉંવર્ણ હતો.
(તિરમિઝી, ભા-૧)

● હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે આપનો રંગ ગોરા રંગના નજીક હતો. (આપ સલ્લ. તદ્દન ગોરા નહોતા.)
(મુસ્નદ ઇમામ અહમદ, નં. ૯૪૪)

● હઝરત અલી (રદિ.) કહે છે કે આપ (સલ્લ.)નો રંગ સુર્ખ (લાલ) અને સફેદ (ગોરા રંગ)નું સુંદર મિશ્રણ હતો.
(મુસ્નદ ઇમામ અહમદ, નં. ૯૪૪)

● આપ (સલ્લ.)ના વાળ ન એકદમ સીધા હતા, ન એકદમ વાંકડિયા હતા, બલ્કે થોડા વાંકડિયા હતા. આપ કાનની બુટ સુધી (ખભાથી થોડાક ઉપર) લાંબા વાળ રાખતા. આપ માથામાં તેલ લગાવતા હતા. (તિરમિઝી)

● ૬૩ વર્ષની વયમાં કેવળ ૨૦ વાળ જ સફેદ થયા હતા.

● આપની આંખો મોટી હતી. કીકી કાળી હતી. સફેદ ભાગમાં લાલ ધારી હતી. ભ્રમર લાંબી હતી અને આપ સુરમો લગાવતા હતા.
(તિરમિઝી)

● આપ (સલ્લ.)ના હાથ-પગ ભરાયેલા હતા અને રેશમની જેમ નરમ હતા. (તિરમિઝી)

● આપ (સલ્લ.)નો ચહેરો બિલકુલ ગોળ નહોતો, પણ થોડોક ગોળ હતો. (તિરમિઝી)

● આપની છાતી પહોળી અને ખભા ભરાયેલા મજબૂત હતા. પેટ છાતીની બરાબર હતું (પેટ બહાર નીકળેલું નહોતું). (તિરમિઝી)

● આપની ચાલમાં ઝડપ હતી. આપ ડગ જમાવીને ઝડપથી ચાલતા, જાણે કોઈ ઊંચાઈથી નીચે ઢોળાવ તરફ ઊતરી રહ્યા હોય, અર્થાત્ પગ જમાવી-જમાવીને મૂકતા હતા. (તિરમિઝી)

● ઈશ્વર દરેક પયગંબરને ખૂબ જ આકર્ષક વ્યક્તિત્વ આપે છે. ઈશ્વરે આપ (સલ્લ.)ને પણ અત્યંત આકર્ષક વ્યક્તિત્વ પ્રદાન કર્યું હતું. લોકો એક નજર જોતા વેંત જ પ્રભાવિત થઈ જતા, અને જેઓ આપના નિકટ રહેતા, તેઓ પોતાના પ્રાણથી પણ વધારે તેમને પ્રેમ કરતા.
(મિશ્કાત, ભા-૫, નં. ૩૭૩)



# ૭. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ઉપદેશો

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ જે કંઈ કહ્યું હતું, તેમણે જે જીવનશૈલી અપનાવી હતી, એ બધું જ વિદ્વાનોએ યથાવત લખી લીધું હતું. એ વિદ્વાનોએ જે પુસ્તકો લખ્યાં, તે તેમના નામથી પ્રસિદ્ધ છે; જેમ કે - બુખારી, મુસ્લિમ, ઇબ્ને માજા, તિરમિઝી, અબૂ દાઉદ વગેરે. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહેલ વાતોને હદીસ કહે છે. અમે અહીં હદીસનો સારાંશ અથવા ભાવાર્થ લખી રહ્યા છીએ, અને સંદર્ભ એ પુસ્તકોનો આપી રહ્યા છીએ, જ્યાંથી અમે તેને લીધેલ છે.

**વ્યક્તિગત જીવન અંગેના ઉપદેશો :**

● પોતાના બાળકોનું સારું નામ રાખો, કેમ કે કયામતના દિવસે ઈશ્વરના દરબારમાં સૌને નામથી જ બોલાવવામાં આવશે.

(મુસ્નદે અહમદ, અબૂ દાઉદ)

● પ્રત્યેક મુસલમાને શિક્ષા હાસલ કરવી અનિવાર્ય છે. (ઇબ્ને માજા)

● શિક્ષણ પ્રાપ્ત કરો, ચાહે તેના માટે તમારે ચીન જવું પડે. (ઝઈફ હદીસ, કિમિયાએ સઆદત)

(300 BC થી 1000 AD સુધી ચીન વિજ્ઞાનનું કેન્દ્ર હતું.)

● સ્વસ્થ (Healthy) બનો. (મુસ્લિમ)

(કેમ કે તંદુરસ્ત વ્યક્તિ સમાજની સેવા કરી શકે છે.)

● પોતાના માતા-પિતાની એવી સેવા કરો કે ઈશ્વર તમને મુક્તિ પ્રદાન કરે. જે આવું નથી કરતો, તે જીવનમાં અપમાનિત થાય છે.

(બુખારી)

● જો તમે પોતાના માતા-પિતાથી સારો વ્યવહાર કરશો, તો તમારાં બાળકો પણ તમારાથી સારો વ્યવહાર કરશે. (મુસ્તદરક-૭૨૫૮)

● ઈશ્વર માતા-પિતાના આજ્ઞાપાલન અને સેવા કરવાથી આયુષ્ય વધારી દે છે.

(કન્ઝુલ આ'માલ-૪૫૪૬૮)

● જો માતા-પિતા નારાજ થયા, તો ઈશ્વર પણ નારાજ થશે. (શોઅબે ઈમાન-૭૮૦૩)

● આપ (સલ્લ.) બાળકોને ખૂબ પ્રેમ કરતા હતા. આપ (સલ્લ.)ની સૌથી નાના પુત્રી હઝરત ફાતિમા (રદિ.) જ્યારે પણ આપ (સલ્લ.)થી મળવા આવતા, આપ (સલ્લ.) તેમના માથાને ચૂમી લેતા.

● આપ (સલ્લ.)એ કહ્યું કે જે નાનાઓથી પ્રેમ અને મોટાઓનો આદર ન કરે તે મુસલમાન નથી. (તિરમિઝી, અબૂ દાઉદ)

● યુવાનો માટે જો લગ્ન કરવા સંભવ હોય તો લગ્ન કરી લે. લગ્ન નજરોની રક્ષા કરે છે અને વ્યભિચાર અને અશ્લીલતાથી બચાવે છે.

(ઇબ્ને માજા, ભા-૨, પૃ.૨૦)

● સૌથી શુભ લગ્ન એ છે, જેમાં ખર્ચ ઓછામાં ઓછો હોય. (મુસ્નદે અહમદ-૨૪૫૨૧)

● જે જાણી-જોઈને જેવી જીવનશૈલી અપનાવશે, તેને એ જ અવસ્થામાં મૃત્યુ આવશે. (તિરમિઝી)

(અર્થાત્ કોઈ પાપ કરે છે અને વિચારે કે વૃદ્ધત્વમાં સજ્જન બની જઈશ, તો એવું નહીં થાય. એ વ્યક્તિ પાપ કરતાં-કરતાં જ મૃત્યુ પામશે. તેથી પાપનો ત્યાગ કરવામાં વિલંબ ન કરવો જોઈએ.)

● પુરુષ પોતાની નજરો નીચી રાખે. (પરાઈ સ્ત્રીઓને ન જૂએ.) (પવિત્ર કુર્આન, ૨૪:૩૦)

● પોતાને વૈભવી જીવનથી બચાવો, કેમ કે

ઈશ્વરના વિશિષ્ઠ બંદાઓ વૈભવી જીવન વિતાવતા નથી.

(મુસ્નદે અહમદ, મુન્તખબ અબ્વાબ, ભા-૨, પૃ. ૧૩૧૭)

● કોઈ નશાવાળી વસ્તુ અને બુદ્ધિ ભ્રષ્ટ કરવાવાળી વસ્તુનો ઉપયોગ ન કરો.

(અબૂ દાઉદ-૩૬૮૬)

● હંમેશા સાચુ બોલો, ચાહે તેમાં નુકસાન દેખાતું હોય, કેમ કે સચ્ચાઈમાં જ સફળતા (બચાવ) છે. (કન્ઝુલ આ'માલ-૬૯૫૬)

● ઈશ્વરનું નામ લઈને એક સાથે બેસીને ભોજન કરો. આનાથી તમારા માટે બરકત (સંતોષ, નિરંતર વધતી જતી સમૃદ્ધિ) થશે.

(અબૂ દાઉદ-૩૭૬૪)

● સૌથી મોટું જોખમ જીભથી છે.

(તિરમિઝી-૨૪૧૦)

(લોકો સૌથી વધારે નર્કમાં પોતાની ખોટી અને જૂઠી વાતચીતના કારણે જશે.)

● વ્યક્તિના જૂઠા હોવા અંગે કેવળ એટલી વાત પૂરતી છે કે તે સાંભળેલી વાત (અફવા)ની જાંચ-પડતાલ કર્યા વગર લોકોને કહેતો ફરે.

(મુસ્લિમ-૮)

● પાપ એ છે જે તારા હૃદયમાં ખટકે અને તને એ સારું ન લાગે કે લોકોને તેની ખબર પડે.

(મુસ્લિમ-૬૬૮૦)

● જે વ્યક્તિ એવા રસ્તા પર ચાલે, જેનો ઉદ્દેશ્ય સત્યનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો હોય, તો અલ્લાહ (ઈશ્વર) તેના માટે સ્વર્ગનો રસ્તો સરળ કરી દેશે. (મુસ્લિમ-૬૮૫૩)

● જો તમે બીજાઓ માટે પણ એ જ પસંદ કરો, જે પોતાના માટે પસંદ કરો છો, તો તમે પૂરેપૂરા મુસલમાન બની જશો. (મુસ્નદે અહમદ, તિરમિઝી, મારિફુલ હદીસ : ભા-૨, પૃ. ૧૪૮)

**<u>સામાજિક જીવન અંગેના ઉપદેશો</u> :**

● આ સૃષ્ટિ ઈશ્વરનો પરિવાર છે. જે વ્યક્તિ માનવજાતની સેવા કરે છે, ઈશ્વર તેનાથી પ્રેમ કરે છે. (મિશ્કાત, તર્જુમાનુલ હદીસ : ભા-૨, પૃ. ૨૩૯)

● કેટલાક લોકોને ઈશ્વરે લોકોની જરૂરતો પૂરી કરવા માટે પેદા કર્યા છે. લોકો તેમના પાસે પોતાની જરૂરતો લઈને જાય છે. લોકોની જરૂરતો પૂરી કરનાર આવા લોકો અલ્લાહના અઝાબ (યાતના)થી સુરક્ષિત રહેશે.

(તબરાની, કબીર : તર્જુમાનુલ હદીસ : ભા-૨, પૃ. ૨૩૯)

● આપ (સલ્લ.)એ કહ્યું, તમે ધરતી-વાળાઓથી પ્રેમ કરો અને ઉપકાર કરો, તો જે આકાશમાં છે (ઈશ્વર), તે તમને પ્રેમ કરશે અને તમારા પર ઉપકાર કરશે. (અબૂ દાઉદ, તિરમિઝી)

● એ વ્યક્તિ મુસલમાન નથી હોઈ શકતો, જેનાથી તેનો પાડોસી પરેશાન હોય. (બુખારી)

● ઈશ્વર, પયગંબર અને શાસકના આદેશનું પાલન કરો. (પવિત્ર કુર્આન, ૪:૫૯)

● વ્યક્તિ પોતાના મિત્રના ધર્મને અનુસરે છે. તેથી દરેક વ્યક્તિએ એ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે તે કોનાથી મિત્રતા કરે છે.

(અબૂ દાઉદ, તિરમિઝી)

(અર્થાત્ દુષ્ટ લોકો, અધર્મી અને અપરાધીઓથી મિત્રતા ન કરો.)

● જે સમાજમાં ન્યાય નહીં હોય, એ સમાજમાં હિંસાની ઘટનાઓ વધારે થશે.

(મુઅત્તા-૧૬૭૦)

● તમારા કર્મો જ તમારા શાસકો છે. તમારા જેવા કર્મ હશે, એવા જ શાસક તમારા પર રાજ કરશે. (જવાહિરે હિકમત)

● લોકો કાંસકાના બંને બાજુઓ જેવા હોય છે.

(જવાહિરે હિકમત)

● હે લોકો ! ઈશ્વરની પ્રાર્થના કરવાનું રાખો, તો ઈશ્વર તમને સરળ (મુશ્કેલી વગર) અને પવિત્ર જીવન પ્રદાન કરશે, અને તમારા હૃદયને ઉદાર (ધનવાન, ગની/Rich) કરી દેશે; અને જો તમે બેદરકારી દાખવશો, તો ન તમારી વ્યસ્તતા ઓછી કરશે અને ન તમારી પૈસાની તંગી દૂર કરશે. (ઇબ્ને માજા-૪૧૦, તિરમિઝી-૨૪૬૬)

(જે ઈશ્વરની ઇબાદત (પ્રાર્થના) નથી કરતા, તેમને કામથી કદી ફુરસદ નહીં મળે, અને શ્રીમંત હોવા છતાં તેમના પાસે દાન-ધર્મ કે ખુશીથી ખર્ચ કરવા માટે ક્યારેય Extra નાણા તેમની પાસે નહીં હોય.)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે, ''પયગંબરોમાંથી સૌથી અંતિમ પયગંબર હું છું. હવે કોઈ પયગંબર નહીં આવે, અને આ યુગ પછી સૌને, મને અંતિમ પયગંબર અને ઈશ્વરને એક માનવાથી જ મુક્તિ મળશે.''

(મુસ્લિમ, મુન્તખબ અબ્વાબ, ભા-૧, પૃ. ૨૬)

● જો સમુદ્રમાં આંગળી નાખીને કાઢી લો, તો જે પાણી આંગળી પર લાગેલું રહે છે, તે એ સમુદ્રની તુલનામાં જેટલું ઓછું છે, એટલું જ ઓછું આપણી આ ધરતીનું જીવન પરલોકની તુલાનામાં ઓછું છે.

(મુસ્લિમ, મુન્તખબ અબ્વાબ, ભા-૧, પૃ. ૨૬)

(અર્થાત્ આખિરત (પરલોક)નું જીવન અનંત છે.)

● ઇસ્લામ ધર્મ સ્વીકાર કરવાથી ઈશ્વર એ દિવસથી પહેલાં કરેલ તમામ પાપોને માફ કરી દે છે. (મુસ્લિમ, મુન્તખબ અબ્વાબ, ભા-૧, પૃ. ૮૦)

(પછી કરેલ પાપ-કર્મોનો હિસાબ-કિતાબ થશે.)

**<u>ધંધા-વ્યવસાયથી સંબંધિત ઉપદેશો</u> :**

● હંમેશા સકારાત્મક વિચારો; ત્યાં સુધી કે જો તમને વિશ્વાસ હોય કે હમણાં જ કયામત આવવાની છે અને તમારા હાથમાં કોઈ છોડ છે અને એટલો સમય છે કે તેને વાવી શકો છો, તો વાવી દો. (આદાબે મુફરદ, ઉર્દૂ, ૪૭૯)

● ઈશ્વરની અનિવાર્ય ઇબાદતો (પ્રાર્થનાઓ) પછી પોતાના પરિવારના પાલન-પોષણ માટે રોજી કમાવવી પણ અનિવાર્ય છે.

(તિબરાની કબીર, ૧૭૫૧)

(અર્થાત્ નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ તો અદા કરવાનાં જ છે. તેની સાથે વૈધ માધ્યમથી રોજી-રોટી કમાવવું પણ અનિવાર્ય છે. કોઈ 'બાબા' કે 'બાવા' કે 'બાપુ' બનીને ધન કમાવાનું શરૂ કરે તો તે ખોટું છે.)

● જે પ્રતિષ્ઠિત જીવન વિતાવવા, પોતાના માતા-પિતાની સેવા કરવા અને પોતાની પત્ની અને બાળકોના પાલન-પોષણ માટે ઉચિત માધ્યમથી રોજી-રોટી કમાય છે, તો તેનું આ કાર્ય ઈશ્વરની બંદગી (પ્રાર્થના) છે. (તિબરાની)

● ઈશ્વરે બરકત (નિરંતર વધતી જતી સમૃદ્ધિ)ના વીસ ભાગ કર્યા છે. તેમાંથી ૧૯ ભાગ વેપારને આપ્યા છે અને નોકરી કરનારાઓને એક ભાગ આપ્યો છે.

(કન્ઝુલ આ'માલ-૧૬/૪, રકમુલ હદીસ-૯૩૫૪)

● ઈશ્વર જે માધ્યમ (Source of Income) થી તમને રોજી-રોટી આપે, તેને ત્યાં સુધી ન છોડો, જ્યાં સુધી તેનાથી આવક થવાનું બંધ ન થઈ જાય અને કોઈ બીજી સમસ્યા ઊભી ન થઈ જાય. (ઇબ્ને માજા, કન્ઝુલ આ'માલ-૯૨૬૬)

(નવો ધંધો કે વ્યવસાય શોધતા રહો, પણ જૂના મુખ્ય ધંધા કે વ્યવસાયને બંધ ન કરો.)

● જે સેવક (Employee) છે, એ તમારા ભાઈ છે. તેમને ઈશ્વરે તમારી સેવામાં મૂકેલ છે. જો ઈશ્વરે એક ભાઈને બીજા ભાઈની

સેવામાં મૂકેલ છે, તો એ ધનવાન ભાઈએ પોતાના સેવકથી સૌથી સારું વર્તન કરવું જોઈએ. તેમને એ ખવડાવો જે તમે ખાઓ છો, તેમને એ જ પહેરાવો જે તમે પહેરો છો. તેમનાથી કઠિન કામ લેવું પડે તો તેમની સહાયતા કરો. (બુખારી,મુસ્લિમ,અબૂ દાઉદ,તિરમિઝી)

- ધરતીના ગુપ્ત ખજાનાઓમાં પોતાની રોજી શોધો. (કન્ઝુલ આ'માલ, ભા-૨, પૃ. ૧૯૭)
- મજૂરની મજૂરી તેનો પરસેવો સૂકાય એ પહેલાં આપી દો. (ઇબ્ને માજા)
- જે કામ કરો ઉત્તમ રીતે કરો. (મુસ્લિમ, ૩૬૫)
- હલાલ (વૈધ) રીતે રોજી કમાવો. (મુસ્તદરક હાકિમ-૨૧૪)
- ધોકો ન આપો. (ઇબ્ને માજા-૨૨૫૦)
- બીજી વખત ધોકો ન ખાઓ. (બુખારી,મુસ્લિમ)
- જૂઠ ન બોલો. (બુખારી, મુસ્લિમ)
- પોતાના વેચેલ માલની ગેરંટી આપો. (ઇબ્ને માજા-૨૨૬૫)
- કોઈનું નુકસાન ન કરો. (ઇબ્ને માજા-૨૨૪૮)
- કોઈનું શોષણ ન કરો. (ઇબ્ને માજા-૨૨૫૩)
- પોતાનું વચન પૂરું કરો. (પવિત્ર કુર્આન, ૫:૧)
- જ્યારે સામાનનું વજન કરો, તો નમતુ કરો. (થોડુંક વધારે આપો.) (તિરમિઝી-૨૩૦૫)
- ભાવ વધારવા માટે માલને રોકીને ન રાખો. (ઇબ્ને માજા-૨૨૨૯)

  (અર્થાત્ સંગ્રહખોરી ન કરો.)
- ન વ્યાજ લો અને ન વ્યાજ આપો, ન વ્યાજની લેવડ-દેવડમાં કોઈની સહાયતા કરો. (મિશ્કાત)
- પોતાની લેવડ-દેવડનો લેખિત રેકર્ડ રાખો. (તિરમિઝી, પવિત્ર કુર્આન, ૨:૨૯૨)
- વૃક્ષ પર પેદાશ આવતાં પહેલાં એ પેદાશના બધા ફળોનો Advance સોદો ન કરો. (ઇબ્ને માજા-૨૨૬૫/૨૨૯૪)
- માલ વેચતી વખતે Fixed Rate વાળી નીતિ અપનાવો. (ઇબ્ને માજા-૨૨૮૧)
- કોઈની લાચારીનો લાભ ન ઉઠાવો. (ઇબ્ને માજા-૨૨૬૯)
- જે વસ્તુ તમારી માલિકી-હક્ક કે તાબામાં હોય માત્ર તેનો જ સોદો કરો. (ઇબ્ને માજા)
- હજામ ન બનો. (ઇબ્ને માજા-૨૨૪૨)
- ચિત્રકાર ન બનો. (ઇબ્ને માજા-૨૨૨૭)
- અભિનેતા ન બનો. (તિરમિઝી, સફીનાએ નજાત-૨૩૭)
- લૈંગિકતા (Sex)થી સંલગ્ન કોઈપણ કારોબાર ન કરો. (મુત્તફિક અલયહિ)
- દારૂ, જુગાર, જ્યોતિષશાસ્ત્રથી સંલગ્ન કોઈપણ કારોબાર ન કરો. (મુત્તફિક અલયહિ)
- નાચ-ગાનથી સંલગ્ન કોઈ કારોબાર ન કરો. (મુત્તફિક અલયહિ)
- જે વ્યક્તિ ચોરીનો માલ ખરીદે અને તેને ખબર હોય કે તે માલ ચોરીનો છે, તો તે એ ચોરીના પાપમાં ભાગીદાર છે. (મુસ્તદરક-૨૨૫૩)
- કારોબારમાં બિલકુલ ડૂબી ન જાઓ. (તિરમિઝી)

(પરિવાર, સમાજ અને ધર્મ માટે પણ સમય આપો.)

- પાપ કરવાથી ઈશ્વર આજીવિકા છીનવી લે છે. (મુસ્લિમ-૩૭૨૧, ઇબ્ને માજા, મુસ્નદે અહમદ-૨૧૮૮૧)
- સવારે મોડે સુધી ઊંઘવાથી રોજી ઓછી થઈ જાય છે. (મુસ્નદે અહમદ, ભા-૧, ૭૩)
- જે ધનમાંથી દાન કાઢવામાં નથી આવતું, તે ધન બરબાદ થઈ જાય છે. (મિશ્કાત, સફીનાએ નજાત-૬૦)

● કરજ લેવાથી બચો, કેમ કે એ રાત્રે ચિંતા અને દિવસે અપમાનનું કારણ છે. (જવાહિર હિકમત)

● જે વ્યક્તિ લોકોથી કરજ લે અને તેનો ઇરાદો કરજ ચૂકવવાનો હશે, તો કરજ ચૂકવવામાં ઈશ્વર તેની મદદ કરશે; અને કોઈ વ્યક્તિ બીજાઓ પાસેથી કરજ લે અને તેની નિયત અગાઉથી જ કરજ ચૂકવવાની ન હોય તો ઈશ્વર તેને બરબાદ કરી નાખશે.

(બુખારી, મારિફુલ હદીસ, ભા-૨, પૃ. ૯૯)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ લાંચ-રુશ્વત લેનાર અને આપનાર બંને ઉપર લાનત કરી છે. (શ્રાપ આપ્યો છે.)

(અબૂ દાઉદ, તર્જુમાનુલ હદીસ, ભા-૧, પૃ. ૨૯૯)

**મહિલાઓ વિશે આપ (સલ્લ.)ના ઉપદેશો :**

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે પુત્રીઓથી ઘૃણા ન કરો, કેમ કે તે ખૂબ જ પ્રેમ કરવાવાળી અને શુભ હોય છે.

(મુસ્નદે અહમદ-૧૭૩૭૩)

● આપે ફરમાવ્યું કે સ્ત્રીઓ સાથે આદરપૂર્વક અને નમ્રતાનો વ્યવહાર કરો. (જવામાઉલ કલામ)

● આપ (સલ્લ.)એ ફરમાવ્યું કે તમારામાંથી સૌથી સારો વ્યક્તિ એ છે, જે પોતાની પત્નીથી વ્યવહારમાં સૌથી સારો હોય. (તિરમિઝી-૧૧૬૨)

● આપે ફરમાવ્યું કે જેણે બે પુત્રીઓનું સારી રીતે પાલન-પોષણ કર્યું, તે સ્વર્ગમાં મારા નિકટ હશે. (ઇબ્ને માજા-૩૬૭૦)

● હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ કહે છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું કે જેને કોઈ પુત્રી હોય કે બહેન હોય અને તે તેમના સાથે પોતાના પુત્રો જેવો વ્યવહાર કરે, તો અલ્લાહ તેને સ્વર્ગ આપશે. (અબૂ દાઉદ-૫૧૪૬)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે એ તમારા માટે અનિવાર્ય છે કે તમે પોતાની પત્ની માટે સારા ભોજન અને પોશાકની વ્યવસ્થા કરો. (મુસ્લિમ-૩૭૨૧)

● મહિલાઓ દ્વારા (પુરુષોને આકર્ષિત કરવા) શ્રૃંગાર કરીને અને ખૂશ્બુ લગાવીને સડક પર નીકળવું પાપ છે. (અબૂ દાઉદ, તિરમિઝી)

● મહિલાઓ પોતાની નજરો નીચી રાખે. પોતાના શ્રૃંગારનું પ્રદર્શન ન કરે. પોતાની છાતીઓ પર ઓઢણું નાખી રાખે અને પોતાના શીલની રક્ષા કરે. (પવિત્ર કુર્આન, ૨૪:૩૧)

● મહિલાઓ જ્યારે ઘરથી બહાર નીકળે, તો પોતાના ઉપર ચાદર નાખી લે. આનાથી તેમને ઓળખી લેવામાં આવશે અને કોઈ તેમને તકલીફ નહીં આપે. (પવિત્ર કુર્આન, ૩૩:૫૯)

● પોતાના સમાજની વિધવાઓના લગ્ન કરી દો. (પવિત્ર કુર્આન, ૨૪:૩૨)

**હઝરત મુહમ્મદ (સલ્લ.)નો અંતિમ સંદેશ માનવ-જાતિને નામે :**

હઝરત મુહમ્મદ (સલ્લ.) એ પોતાના અંતિમ હજ્જના પ્રસંગે જે ઉપદેશ લોકોને આપ્યો હતો, તેના મુખ્ય અંશો આ પ્રમાણે છે :

● ઈશ્વર એક છે, અને તેના સિવાય કોઈ પૂજ્ય નથી. તેનો કોઈ ભાગીદાર નથી. ઈશ્વરે પોતાનું વચન પૂરું કર્યું. કેવળ તેણે જ તમામ અધર્મી શક્તિઓને પરાજિત કરી (અને ઇસ્લામ ધર્મને ફેલાવી દીધો.)

● લોકો ! ઈશ્વરે તમને સૌને એક સ્ત્રી અને એક પુરુષથી પેદા કર્યા, અને તમને અલગ-અલગ સમુદાય અને કબીલાઓ (બિરાદરીઓ)માં વહેંચી દીધા, જેથી તમે એક-બીજાને ઓળખી શકો. તમારામાંથી સૌથી વધારે આદરણીય એ છે, જે સૌથી વધારે ઈશ્વરથી ડરવાવાળો છે. ન

કોઈ આરબ બિનઆરબથી મહાન છે, ન કોઈ બિનઆરબ કોઈ આરબ વ્યક્તિથી મહાન છે. ન કોઈ ગોરો વ્યક્તિ કોઈ કાળાથી મહાન છે અને ન કોઈ કાળો વ્યક્તિ કોઈ ગોરાથી મહાન છે. (અર્થાત્ જાતિ-જ્ઞાતિ, રંગ અને વંશના ભેદભાવો તદ્દન અપ્રાકૃતિક છે.) મહાનતા કેવળ ઈશ્વરથી ડરવા અને આચરણની પવિત્રતા પર નિર્ભર છે.

● લોકો ! આજ (હજ્જ)નો દિવસ, આ (હજ્જનો) મહિનો અને આ મક્કા શહેર જે પ્રમાણે આદરણીય છે, એ જ પ્રમાણે તમારા લોકોનાં પ્રાણ, ધન અને ઇજ્જત એક-બીજા માટે આદરણીય છે. (અર્થાત્ કોઈ એક-બીજાના પ્રાણ અને ધન અને ઇજ્જત-આબરૂને હાનિ ન પહોંચાડે.

● લોકો ! મારા પછી પથભ્રષ્ટ ન થઈ જજો, ન એક-બીજા સાથે લડાઈ કરજો. તમામ મુસલમાનો પરસ્પર ભાઈ-ભાઈ છે. પોતાના નોકર-ચાકરો (ગુલામો)ની ચિંતા કરજો. તેમને એ ખવડાવો, જે તમે ખાવો છો અને તેમને એ પહેરાવો, જે તમે પહેરો છો.

● મુસલમાન થયા પહેલાંની તમામ દુશ્મનાવટોને હું સમાપ્ત કરું છું. મારા કબીલાએ જે એક હત્યાનો બદલો લેવાનો બાકી છે, તેને હું માફ કરું છું.

● મુસલમાન થતાં પહેલાં જે વ્યાજ (Interest of Money)ની લેવડ-દેવડ હતી, તે હું માફ કરું છું. મારા કાકા હઝરત અબ્બાસે જે કરજ આપ્યું છે, તેનું બધું વ્યાજ હું માફ કરું છું. (હવે કોઈ વ્યક્તિ ન તો વ્યાજ આપશે, ન લેશે.)

● લોકો ! અલ્લાહે પ્રત્યેક હક્કદારનો હક્ક નિર્ધારિત કરી દીધો છે. હવે કોઈપણ વ્યક્તિ કોઈના વારસા માટે વસિયત ન કરે.

(અર્થાત્ વારસાની સંપત્તિમાં પરિવારના કોઈ સભ્યને કેટલો હિસ્સો મળશે, તે ઈશ્વરે પવિત્ર કુર્આનમાં અવતરિત કરી દીધું છે. હવે પોતાની મરજીથી કોઈપણ વ્યક્તિ મૃત્યુ વખતે કોઈનો હિસ્સો ઓછો-વત્તો ન કરે.)

● બાળક એનું જ હશે જેના બિસ્તર (ઘર)માં પેદા થયું. વ્યભિચાર કરવાવાળાઓની સજા પથ્થરથી મારી નાખવું છે. ન્યાય અલ્લાહના ત્યાં થશે. જે કોઈ પોતાના પરિવાર વિશે જૂઠ બોલશે, તેના પર અલ્લાહની ફિટકાર છે.

● જે કરજ લે, તે તેને પાછું આપે.

● કોઈ વસ્તુ અમુક સમય માટે જો તમે ઉધાર લો, તો તેને પરત કરો.

● ભેદ-સોગાદ લો, તો આપવાનું પણ રાખો.

● જો કોઈની બાંહેધરી લો, તો પોતાનું વચન પૂરું કરો. (તેના તરફથી અર્થ-દંડ ભરો.)

● બળજબરીથી કોઈની વસ્તુ ન લો.

● પોતાને અને બીજાને અન્યાય ન કરો.

● જો એક બદસૂરત હબ્શીને પણ તમારો શાસક બનાવી દેવામાં આવે, અને જો તે ઈશ્વરના આદેશ વિરુદ્ધ આજ્ઞા ન આપે, તો તેના આદેશનું પાલન કરવું તમારા માટે અનિવાર્ય છે.

● હવે મારા પછી કોઈ પયગંબર નહીં આવે, અને તમે અંતિમ ઉમ્મત (સમુદાય) છો.

● પત્ની માટે એ જાયઝ (ઉચિત) નથી કે પતિની પરવાનગી વગર તે તેના માલમાંથી કોઈને આપે.

● પતિના પત્ની પર અને પત્નીના પતિ પર કેટલાક અધિકારો (કર્તવ્યો) છે. પત્નીનું એ કર્તવ્ય છે કે તે વ્યભિચાર ન કરે અને એવા

વ્યક્તિને ઘરમાં ન આવવા દે, જેને તેનો પતિ પસંદ નથી કરતો.

● જો પત્ની વ્યભિચાર કરે તો હલકી સજા આપો, ત્યાં સુધી કે તે સુધરી જાય. તેના પછી તેના સાથે સારો વ્યવહાર કરો, સારું ખવડાવો-પીવડાવો, કેમ કે તે તમારા પર નિર્ભર છે. પતિ-પત્નીનો શારીરિક સંબંધ ઈશ્વરનું નામ લીધા પછી (લગ્નપશ્ચાત) જ જાયઝ (ઉચિત, કાયદેસર) હોય છે. તેથી પતિ-પત્નીએ પોતાના દાંપત્ય જીવનમાં ઈશ્વરના આદેશનું ધ્યાન રાખવું જોઈએ.

● હવે અપરાધી સ્વયં પોતાના અપરાધની સજા ભોગવશે. હવે ન પિતાના અપરાધની સજા પુત્રને મળશે અને ન પુત્રના અપરાધની સજા પિતાને.

● આપ (સલ્લ.)એ ફરમાવ્યું, 'હે લોકો ! ત્રણ વાતો હૃદયને શુદ્ધ અને પવિત્ર રાખે છે. (અર્થાત પરસ્પર ઝઘડા અને બગાડને ઊભો થવા દેતી નથી.)

૧. કોઈપણ કાર્યનો ઉદ્દેશ્ય શુદ્ધ હોય. (આચરણમાં નિખાલસતા)

૨. હંમેશા સૌના હિતમાં કાર્ય કરો. (દીની ભાઈઓની ભલાઈ)

૩. પરસ્પર સંપ બનાવી રાખો. (એકતાને બનાવી રાખો.)

● લોકો ! મહિનાઓને આગળ-પાછળ ન કરો. (અર્થાત્ વર્ષના બાર મહિના છે. તેને હંમેશા ૧૨ મહિના જ રાખો. અમુક દિવસ કે મહિનાને જોડીને Lunar મહિનાને Solar Calendar ની સાથે ભેળવી ન નાખો.

● લોકો ! ઈશ્વરનો સંદેશ મેં તમારા સુધી પહોંચાડી દીધો. હું તમારા વચ્ચે બે વસ્તુઓ મૂકીને જઈ રહ્યો છું. જો તે બંનેને મજબૂતીથી પકડી રાખશો, તો કદી પથભ્રષ્ટ નહીં થાઓ. એ બે વસ્તુઓ છે - અલ્લાહનો ગ્રંથ (પવિત્ર કુર્આન) અને મારી સુન્નત (મારી જીવનરીતિ).

● લોકો ! પોતાના માલિકની પ્રશંસા કરો. પાંચ વખતની નમાઝ પઢો, એક મહિનાના ઉપવાસ (રોઝા) રાખો, ઝકાત (અનિવાર્ય ધર્મદાન) આપો, હજ્જ કરો. પોતાના શાસકની આજ્ઞા માનો. આવું કરશો તો તમે સ્વર્ગ પ્રાપ્ત કરી શકશો.

● હે લોકો ! જે લોકો અહીં મારી વાત સાંભળી રહ્યા છે, તેઓ મારી વાત એ લોકો સુધી પહોંચાડી દે, જેઓ અહીં નથી. સંભવ છે કે કોઈ જે અહીં હાજર નથી, તે તમારાથી વધારે સમજવા અને યાદ રાખવાવાળો હોય.

(ખુત્બા હજ્જતુલ વિદા)

–•–

# ૮. ઈશ્વરનું અસ્તિત્વ છે અને તે એક જ છે તેનું પ્રમાણ

શું તમે ઈશ્વરને માનો છો ?

ના ?

કંઈ વાંધો નહીં.

હું તમારા સામે અમુક પ્રશ્નો મૂકું છું. કૃપયા તેનો ઉત્તર આપો.

● વીસમી સદી (1900AD)માં વૈજ્ઞાનિકોએ એ વાતની જાણકારી મેળવી કે આરંભમાં આ કોઈ અત્યંત ગરમ નાની વસ્તુ હતી, જે એક ધડાકા સાથે ફેલાવવાની શરૂ થઈ ગઈ, અને ફેલાતાં-ફેલાતાં આખા બ્રહ્માંડમાં ફેલાઈ ગઈ. તેને Big Bang Theory કહે છે. જ્યારે તે અમુક અંશે ઠંડી પડી, તો ગરમ ધુમાડા જેવી થઈ ગઈ. પછી તે વધારે ઠંડી પડી તો ધરતી અને આકાશ બન્યા. ધરતી પર દરેક બાજુ પાણી-પાણી થઈ ગયું. ત્યારબાદ જમીન પાણીના નીચેથી ઉપર ઉઠી અને પાણીથી તમામ પ્રાણીઓ પેદા થયા.

● પવિત્ર કુર્આન, જે ૧૪૦૦ વર્ષ પૂર્વે (610 AD થી 632AD માં) અવતરિત થયું છે. તેમાં લખેલું છે કે અગાઉ ધરતી અને આકાશ બધું જ એક ગરમ ધુમાડાના સ્વરૂપે હતા. ઈશ્વરે તેનાથી ધરતી અને આકાશનું નિર્માણ કર્યું.

(પવિત્ર કુર્આન, ૪૧:૧૧)

તો જે સત્ય અને તથ્ય વૈજ્ઞાનિકોને વીસમી સદીમાં જાણવા મળ્યું, તે ૧૪૦૦ વર્ષ પૂર્વે પવિત્ર કુર્આનમાં કેવી રીતે આવી ગયું ?

આ પ્રકારની કેટલીક વાસ્તવિકતાઓ અને તથ્યો નીચે મુજબ છે :

● વૈજ્ઞાનિકોએ 1800 AD માં અનુમાન લગાવ્યું કે તમામ જીવિત પ્રાણીઓનો જન્મ પાણીથી થયો છે. ૧૪૦૦ વર્ષ પૂર્વે કુર્આનમાં ઈશ્વરે કહ્યું છે કે - ''પાણી વડે દરેક સજીવ વસ્તુ પેદા કરી.'' (પવિત્ર કુર્આન, ૨૧:૩૦)

● પ્રાચીન યુગમાં લોકો એવું માનતા હતા કે સૂર્ય અને ચંદ્ર બંને દીપકની જેમ બળે છે અને પ્રકાશ ફેલાવે છે. ૧૯ મી સદીમાંવૈજ્ઞાનિકોએ સંશોધન કર્યું કે માત્ર સૂર્ય જ પોતાનું ઈંધણ બાળીને પ્રકાશ વિખેરે છે. ચંદ્ર તો કેવળ સૂર્યના પ્રકાશથી પ્રજવલિત થાય છે. આ જ તથ્ય ૧૪૦૦ વર્ષ પહેલાં પવિત્ર કુર્આનમાં લખેલું છે.

(પવિત્ર કુર્આન, ૨૫:૬)

● પ્રાચીન કાળથી લોકોનો વિશ્વાસ હતો કે ધરતી સ્થિર છે. સૂર્ય, ચંદ્ર અને આખું બ્રહ્માંડ આ પૃથ્વીના ચારે તરફ પ્રદક્ષિણા કરે છે.

૧૬૦૯ માં જર્મનીના વૈજ્ઞાનિક Johannes Kepler એ આ તથ્ય શોધી કાઢ્યું કે સમગ્ર પ્લૅનેટ સૂર્યની ચારે તરફ પ્રદક્ષિણા કરે છે, અને પોતાની Axis પર પણ ફરે છે. વીસમી સદીમાં એ વાતની જાણકારી મળી કે સૂર્ય પણ સ્થિર નથી. તે પણ પોતાની ધરી પર ફરી રહ્યો છે અને સમગ્ર પ્લૅનેટ્સને સાથે લઈને પ્રતિ સેકંડ ૧૫૦ માઈલની ગતિથી Solar Apex (સૌર-મંડળ)ની ચારે તરફ ચક્કર લગાવે છે, અને એક ચક્કર ૨૦૦ મિલિયન વર્ષમાં પૂરો થાય છે.

૧૪૦૦ વર્ષ અગાઉ જ ઈશ્વરે એ તથ્યને પવિત્ર કુર્આનમાં બતાવી દીધું હતું કે સૂર્ય અને ચંદ્ર એ તમામ પોત-પોતાની ધરી પર ચક્કર લગાવતા રહે છે. (પવિત્ર કુર્આન, ૨૧:૩૩)

● સૂર્યમાં Hellium ગેસનું Fusion હોય છે. આ પ્રક્રિયાથી ઊર્જા અને પ્રકાશ નીકળે છે.

જ્યારે સૂર્યમાં Helium ગેસ સમાપ્ત થઈ જશે, તો Fusion પ્રક્રિયા પણ અટકી જશે, તો સૂર્ય ઠંડો પડવાનો શરૂ થઈ જશે. તે એક ગુલાબી રંગનો ગેસનો ગોળો બની જશે અને ફેલાતાં-ફેલાતાં પૃથ્વીને પણ પોતાના અંદર સમાવી લેશે. તે વખતે આકાશ ગુલાબી રંગનું દેખાશે, અને ધરતી પર દરેક જગ્યાએ માત્ર રાત હશે.

આ તથ્યને વૈજ્ઞાનિકોએ પચાસ વર્ષ પહેલાં શોધી કાઢ્યું છે, જ્યારે કે આ તથ્યનો ઉલ્લેખ ૧૪૦૦ વર્ષ પહેલાં જ પવિત્ર કુર્આનમાં કરેલ છે. (પવિત્ર કુર્આન, ૫૫:૩૭)

(અને આ દિવસ કયામત (પ્રલય)નો દિવસ હશે.)

● પ્રાચીન કાળથી લોકોની એવી માન્યતા હતી કે આકાશમાં બે તારાઓની વચ્ચે કંઈ જ નથી અથવા Vaccum છે. અમુક વર્ષો અગાઉ વૈજ્ઞાનિકોએ શોધી કાઢ્યું કે તેમના વચ્ચે પણ Plasma છે. (Plasma is fourth state of matter.)

જ્યારે કે આ તથ્ય ૧૪૦૦ વર્ષ પૂર્વે જ પવિત્ર કુર્આનમાં લખેલું છે કે તેમના વચ્ચે પણ કંઈક છે. (પવિત્ર કુર્આન, ૨૫:૫૧)

● ૧૯૨૫ માં Edwin Hubble એ સંશોધન કર્યું કે બ્રહ્માંડમાં જે આકાશગંગાઓ (Galaxy) છે, તે એક-બીજાથી દૂર જઈ રહી છે, અથવા બ્રહ્માંડ ફેલાઈ રહ્યું છે.

''અમે આ સૃષ્ટિને ફેલાવી રહ્યા છીએ.'' આ વાત ઈશ્વરે ૧૪૦૦ વર્ષ અગાઉ જ પવિત્ર કુર્આનમાં અવતરિત કરી દીધી હતી.

(પવિત્ર કુર્આન, ૫૧:૪૭)

● કોઈપણ પદાર્થના સૌથી નાના કણને Atom કહે છે. પ્રાચીન કાળમાં તેને બીજા નામોથી ઓળખવામાં આવતું હતું; જેમ કે - જૌરહ, જર્રાહ વગેરે. અમુક વર્ષો પહેલાં વૈજ્ઞાનિકોએ શોધી કાઢ્યું કે 'એટમ'થી પણ નાના પાર્ટિકલ હોય છે, જેને Sub-Atomic particles કહે છે.

૧૪૦૦ વર્ષ અગાઉ ઈશ્વરે આ તથ્યને પવિત્ર કુર્આનમાં બતાવી દીધું હતું કે Atom થી નાના પાર્ટિકલનું અસ્તિત્વ છે, જે ઈશ્વરના જ્ઞાનમાં છે. (પવિત્ર કુર્આન, ૩૪:૩)

● ધરતી પર ઘણી એવી જગ્યાઓ છે, જ્યાં સમુદ્રમાં બે પ્રકારનું પાણી છે, અને બંને પાણી એક-બીજામાં ભળી (Mix) જતા નથી, બલ્કે અલગ-અલગ રહે છે. આવું ભૂમધ્ય મહાસાગર (Mediterranean Sea)માં અને એટલાન્ટિક મહાસાગરમાં છે. આ તથ્યનું જ્ઞાન લોકોને ૧૦૦ વર્ષ પહેલાં થયું. જ્યારે કે આ તથ્યને ઈશ્વરે ૧૪૦૦ વર્ષ પૂર્વે જ પવિત્ર કુર્આનમાં બતાવી દીધું હતું. (પવિત્ર કુર્આન, ૨૫:૫૩)

● આ ધરતી જેના ઉપર આપણે ચાલીએ છીએ, જો આપણે પોતાના પગના નીચે ૧૦૦ કિ.મી. ઊંડો ખાડો ખોદીએ તો નીચેથી ગરમ લાવા નીકળશે. આપણે ધરતીની સપાટી પર ૧૦૦ કિ.મી. મોટા થર ઉપર વસીએ છીએ. આ ૧૦૦ કિ.મી.નું મોટું થર પણ અનેક થર મળીને બન્યું છે. જ્યારે એક થર બીજા થર પર સરકે છે, તો ભૂકંપ આવે છે. ધરતી પર જે પહાડો છે, એ બે થરોમાં ખૂંટાઓ (Wedges) ની જેમ ખોસેલા છે અને આ થરોને એક-બીજા પર સરકતા બચાવે છે કે રોકે છે.

આ તથ્યને વૈજ્ઞાનિકોએ વીસમી સદીમાં શોધી કાઢ્યું, જ્યારે કે ઈશ્વરે આ તથ્યને પવિત્ર કુર્આનમાં ૧૪૦૦ વર્ષ અગાઉ જ અવતરિત કરી દીધું હતું. (પવિત્ર કુર્આન, ૭૯:૩૨)

● સ્ત્રીના ગર્ભમાં શીશુ છોકરો પેદા થશે કે છોકરી એ પુરુષના વીર્ય (Sperm) પર નિર્ભર કરે છે. રંગસૂત્ર (Chromosome)ના 23 મા

જોડામાં જો પુરુષના વીર્યથી XX જોડું બનશે, તો છોકરીનો જન્મ થાય છે અને XY જોડું બને તો છોકરો જન્મશે.

બાળક છોકરો હશે કે છોકરી એ માતા નહીં, બલ્કે પિતા પર આધાર રાખે છે, આ તથ્ય અને સત્ય વૈજ્ઞાનિકોને હજુ હમણાં વીસમી સદીમાં ખબર પડી; જ્યારે કે આ તથ્ય ૧૪૦૦ વર્ષ પહેલાં જ કુર્આનમાં અવતરિત થઈ ગયું હતું. (પવિત્ર કુર્આન, ૭૫:૩૫-૩૯, ૫૩:૪૫-૪૬)

- એ જ પ્રમાણે પાણી, હવા, પહાડ, પક્ષી, પશુઓ, જીવજંતુઓ, મનુષ્યનું શરીર અને તેનો જન્મ વગેરે વિશે તથ્યો અને વાસ્તવિકતાઓ વૈજ્ઞાનિકોએ અમુક સદીઓ પહેલાં જ શોધી છે, તે બધું ઈશ્વરે ૧૪૦૦ વર્ષ અગાઉ પવિત્ર કુર્આનમાં અવતરિત કરી દીધું છે.
- એવા ૮૦ થી વધારે વૈજ્ઞાનિક તથ્યો, જે પવિત્ર કુર્આનમાં છે, હારૂન યાહ્યાએ પોતાના પુસ્તક 'Allah's Miracles in the Quran' માં લખ્યા છે. ડૉ. ઝાકીર નાયકનું પણ 'The Quran and Modern Science' નામનું પુસ્તક છે.
- પવિત્ર કુર્આનમાં શું લખ્યું છે અને આ વૈજ્ઞાનિક તથ્યોને કેવી રીતે પ્રમાણિત કરે છે, એ સમજવા માટે તમે સૌપ્રથમ હારૂન યાહ્યા અને ડૉ. ઝાકીર નાયકના પુસ્તકોનો અભ્યાસ કરો, પછી પવિત્ર કુર્આનનું અધ્યયન કરો. આનાથી તમને આ વિષયના સંદર્ભમાં પવિત્ર કુર્આનને સમજવામાં સરળતા રહેશે.
- એ લોકો, જેઓ એક ઈશ્વરને નથી માનતા, તેઓ બતાવે કે એ તથ્યો જે એક વૈજ્ઞાનિક કેવળ આધુનિક મશીનો અને સાધનો દ્વારા જ જાણી શકે છે, તે ૧૪૦૦ વર્ષ પૂર્વે પવિત્ર કુર્આનમાં કેવી રીતે લખવામાં આવ્યા ?
- આ તથ્યોને એ જ જાણી શકે છે, જેણે તેને બનાવેલ છે. ઈશ્વરે તેમનું સર્જન કર્યું છે, તેથી ઈશ્વર જ તેને જાણી શકે છે, અને આ એ વાતનું પણ પ્રમાણ છે કે એક ઈશ્વરનું અસ્તિત્વ છે.

પવિત્ર કુર્આન ઈશ્વરે જ અવતરિત કર્યું છે. તેથી તે તથ્યો અને વાસ્તવિકતાઓ પવિત્ર કુર્આનમાં મોજૂદ છે, જેને વૈજ્ઞાનિકો હવે જાણી શક્યા છે.

ઈશ્વર સત્ય છે. તેણે અવતરિત કરેલ ગ્રંથ (કુર્આન) પણ સત્ય છે, અને તે જેમના ઉપર આ ગ્રંથ અવતરિત કરવામાં આવ્યો, તેઓ પણ સાચા અને ઈશ્વરના દૂત છે.



## કુર્આનની વૅબ-સાઇટ્સ

- જો કોઈ વ્યક્તિ અંગ્રેજી કે અન્ય કોઈ ભાષામાં કુર્આનનું અધ્યયન કરવા માગે છે, તો ઘણીબધી વૅબ-સાઇટ્સ પર કુર્આન ઉપલબ્ધ છે. કેટલીક ભારતીય ભાષાઓમાં કુર્આન વાંચવા માટે અથવા ડાઉનલૉડ કરવા માટે નિમ્ન લિખિત વૅબ-સાઇટ્સની લિંક્સ પર સંપર્ક કરો :
- કુર્આનનો હિંદી અનુવાદ : http://www.scribd.com/doc/49388503/quran-hindi
- કુર્આનનો અંગ્રેજી અનુવાદ : http://www.scribd.com/doc/49457942/quran-english
- કુર્આનનો ગુજરાતી અનુવાદ : http://www.scribd.com/doc/49457940/quran-gujarati
- કુર્આનનો મરાઠી અનુવાદ : http://www.scribd.com/doc/49457934/quran-hindi

# ૨. પયગંબર કોણ ?

● ઈશ્વર પવિત્ર કુર્આનમાં કહે છે : ''મનુષ્ય અને જિન્નોને અમે અમારી ઉપાસના માટે પેદા કર્યા છે.'' (પવિત્ર કુર્આન, ૫૧:૫૬)

● ઈશ્વર પવિત્ર કુર્આનમાં કહે છે : ''શું લોકોએ એમ સમજી લીધું છે કે તેમને બસ એટલું કહી દેવાથી છોડી દેવામાં આવશે કે 'અમે મુસ્લિમ બની ગયા' અને તેમની પરીક્ષા નહીં લેવામાં આવે ?'' (પવિત્ર કુર્આન, ૨૧:૨)

(અર્થાત્, પરીક્ષા આપ્યા વિના કોઈને સ્વર્ગ નહીં મળે.)

● ઈશ્વર પવિત્ર કુર્આનમાં કહે છે : ''જો ઈશ્વર ઇચ્છતો તો તમને બધાને એક જ સમુદાય બનાવી દેતો, પણ તે ઇચ્છે છે કે જે આદેશ તમને આપવામાં આવ્યો છે, તેમાં તમારી પરીક્ષા કરે; તો પુણ્યના કાર્યો કરવામાં એક-બીજાથી આગળ વધો.'' (પવિત્ર કુર્આન, ૫:૪૮ નો સારાંશ)

● શૈતાને ઈશ્વરને પડકાર ફેંક્યો હતો કે હું તારા બંદાઓને બહેકાવતો રહીશ અને તારા કેટલાક આજ્ઞાંકિત બંદાઓ સિવાય તારા બધા બંદાઓ મારા છળમાં આવી જશે.

(પવિત્ર કુર્આન, ૧૭:૬૨ નો સારાંશ)

● ઈશ્વર પવિત્ર કુર્આનમાં કહે છે કે અમે દરેક સમુદાય અને સમાજમાં પોતાના પયગંબરો મોકલ્યા. (પવિત્ર કુર્આન, ૧૦:૪૭)

● શૈતાન લગાતાર લોકોને બહેકાવતો રહે છે, તેથી દયાળુ ઈશ્વર દરેક યુગમાં પોતાના દૂત અથવા પયગંબરો મોકલતો રહ્યો, જેઓ મનુષ્યોને પરીક્ષામાં સફળતા અને મુક્તિનો માર્ગ બતાવતા રહ્યા.

● આમ, પયગંબરો ઈશ્વરના પ્રતિનિધિ છે, જેઓ આપણને સ્વર્ગ પ્રાપ્ત કરવાનો સાચો માર્ગ સમજાવતા રહે છે.

**પયગંબર કોણ બનાવે છે ?**

● ઈશ્વર પવિત્ર કુર્આનમાં કહે છે કે અમે તમને બનાવ્યા, પછી તમારાં ચહેરા બનાવ્યા.

(પવિત્ર કુર્આન, ૭:૧૧)

● વિદ્વાનો આ આયતનો અર્થ એવો બતાવે છે કે ઈશ્વરે પહેલા તમામ માનવોની આત્માઓ બનાવી, પછી એ આત્માઓ માટે શરીર બનાવ્યા.

● ઈશ્વર પવિત્ર કુર્આનમાં કહે છે : ''અને જ્યારે ઈશ્વરે પયગંબર આદમની પીઠથી તેમની સંતાનોને કાઢી અને તેમને સ્વયં પોતાના સાક્ષી બનાવીને પૂછ્યું : 'શું હું તમારો ઈશ્વર નથી ?' તો તેઓ કહેવા લાગ્યા : 'અમે સાક્ષી છીએ કે તમે અમારા ઈશ્વર છો' અને આ વચન એટલા માટે લીધું કે ક્યાંક પ્રલયના દિવસે મનુષ્ય એમ ન કહેવા લાગે કે, 'હે ઈશ્વર ! અમે તો તને જાણતા જ નહોતા.' અને ક્યાંક એમ ન કહો કે ઈશ્વરની સાથે દેવી-દેવતાઓને તો અમારા પૂર્વજો પૂજતા હતા, અમે તો કેવળ તેમના સંતાનો છીએ, જેઓ તેમના પછી પેદા થયા. તો જે પાપની પરંપરા તેમણે સ્થાપિત કરી, તેની સજા અમને કેમ મળે ?'' (પવિત્ર કુર્આન, ૭:૧૭૩)

● વિદ્વાનો કહે છે કે આ નિવેદન લેવાની પ્રક્રિયા પણ એ સમયની છે, જ્યારે મનુષ્ય કેવળ આત્મા હતો અને તે સમયે હજુ શરીર બન્યા નહોતા.

● જે રીતે ઈશ્વરે તમામ માનવોની આત્મા તેના શરીર બનાવ્યા પહેલાં બનાવી છે, એ જ રીતે ઈશ્વરે પયગંબરો કે સંદેશવાહકો પણ મનુષ્યના જન્મથી પહેલાં બનાવ્યા છે. નીચે દર્શાવેલ પવિત્ર કુર્આનની આયત આ તથ્યને પ્રમાણિત કરે છે :

● ઈશ્વર કુર્આનમાં કહે છે : ''જ્યારે અમે બધા પયગંબરોથી વચન લીધું અને (હે મુહમ્મદ!) તમારાથી અને નૂહ (મનુ)થી અને ઇબ્રાહીમ અને મૂસાથી અને મરયમના પુત્ર ઈસાથી પણ પાકું વચન લીધું.'' (પવિત્ર કુર્આન, ૩૩:૭)

● અર્થાત્ આ ધરતી અને આકાશનું સર્જન કરતાં પહેલાં જ ઈશ્વરે ધરતી પર કયામત (પ્રલય) સુધી પેદા થવાવાળાં તમામ મનુષ્યોની આત્માઓનું સર્જન કરી લીધું હતું, અને એ જ વખતે તમામ પયગંબરોની આત્માઓનું પણ સર્જન કરી લીધું હતું. પછી જેમ-જેમ સમય વિતતો ગયો, મનુષ્યો પણ ધરતી પર પોત-પોતાના સમયે પેદા થતા રહ્યા અને તેમના માર્ગદર્શન માટે પયગંબરો પણ આવતા રહ્યા.

● પરંતુ જે રીતે મનુષ્ય ઘોર તપસ્યા કરીને સંત, મહાપુરુષ કે વલી (ઈશ્વરનો મિત્ર) બની શકે છે, તે રીતે કોઈ મનુષ્ય ઘોર તપસ્યા કરીને પયગંબર નથી બની શકતો; કેમ કે પયગંબરને ઈશ્વર પોતે નિયુક્ત કરે છે, અને તમામ પયગંબરોને તે કરોડો વર્ષ પૂર્વે જ નિયુક્ત કરી ચૂક્યો હતો. ઈશ્વરના આ પયગંબર-નિયુક્તિનાં કાર્યમાં મનુષ્યનો કોઈ હસ્તક્ષેપ નથી હોતો. આ ઈશ્વરનો પોતાનો નિર્ણય હોય છે.

● ઈશ્વર જે આત્માઓને પયગંબરના રૂપે નિયુક્ત કરે છે, તે તેમને સૌથી સારો અને પ્રતિષ્ઠિત પરિવાર (વંશ), સૌથી ઉત્તમ વ્યક્તિત્વ, સૌથી સુંદર આચરણ, પવિત્ર વિચાર અને જ્ઞાન પણ પ્રદાન કરે છે. તેનું કારણ એ છે કે ભલે માનવ-જાતિ કોઈ પયગંબરના આદેશો અને શિક્ષાઓને પોતાના હઠાગ્રહને કારણે ન માને, પણ તે એમ કહીને કોઈ પયગંબરને જૂઠો ઠેરવી શકતી નથી કે આ પયગંબર તો નિમ્ન જાતિનો છે અથવા તેનું ચરિત્ર ખરાબ છે, અથવા તેને સૂજબૂઝ નથી અથવા મૂર્ખ છે. તે આવું કદાપિ નથી કહી શકતી. તમામ પયગંબરો સર્વોત્તમ વંશ, સર્વશ્રેષ્ઠ ચરિત્ર અને વ્યક્તિત્વવાળાં અને અનુમપ બુદ્ધિશાળી હતા.

આ તથ્યનો ઈશ્વરે અનેક વાર પવિત્ર કુર્આનમાં ઉલ્લેખ કર્યો છે.

**<u>પાપથી પયગંબરોની દિવ્ય રક્ષા :</u>**

● ઈશ્વર પયગંબરોને વિશિષ્ટ રીતે બનાવે છે અને પેદા કરે છે અને સાથે-સાથે આ ધરતી પર પણ તેમની તમામ પ્રકારની ભૂલો અને પાપોથી રક્ષા કરે છે.

આનો પુરાવો કુર્આનમાં હ. યૂસુફ (અલૈ.) નાં જીવનમાંથી મળે છે, જે નીચે મુજબ છે :

● હઝરત યૂસુફ (અલૈ.) કિન્આનમાં જન્મ્યા હતા. ગુલામ બનીને ઇજિપ્તમાં વેચાયા. મિસરના રાજાના એક મંત્રીએ તેમને ખરીદ્યા અને પોતાના પુત્રની જેમ તેમને ઉછેર્યા. જ્યારે મોટા થયા તો ખૂબ જ સુંદર વ્યક્તિત્વવાળા બન્યા. તેમના ઉપર મંત્રીની પત્ની ઝુલેખા વારી ગઈ. તેણે એક વખતે હઝરત યૂસુફ (અલૈ.)ને ઓરડામાં બોલાવીને તેનો દરવાજો અને બારી બંધ કરી દીધા અને તેમનાથી સંબંધ બાંધવાની ઇચ્છા કરી. એ ઈશ્વરની મદદ જ હતી કે હઝરત યૂસુફ (અલૈ.) ત્યાંથી પીછો છોડાવીને ભાગ-વામાં સફળ થયા.

આ વાતને ઈશ્વર પવિત્ર કુર્આનમાં આ રીતે વર્ણવે છે : ''જ્યારે તે (હ. યૂસુફ) યુવા-વસ્થાએ પહોંચ્યા, તો અમે તેમને નિર્ણયશક્તિ અને જ્ઞાન પ્રદાન કર્યા, અને સદાચારીઓને અમે આવો જ બદલો આપીએ છીએ.

જે સ્ત્રીના ઘરમાં તેઓ રહેતા હતા, તે તેમને પ્રેમજાળમાં ફસાવવાની કોશિશ કરવા લાગી, અને દરવાજો બંધ કરીને કહેવા લાગી 'યૂસુફ જલ્દી આવો.' હઝરત યૂસુફ (અલૈ.)એ કહ્યું, 'હું ઈશ્વરનું શરણ માગું છું. તે તો (અર્થાત્ તારો

પતિ) તો મારો માલિક છે. તેણે મને સારી રીતે રાખ્યો છે. (હું આવો અત્યાચાર કરી શકતો નથી) નિશ્ચિતપણે આવો અત્યાચારી (પાપી) કદાપિ સફળ નહીં થાય.'

તે સ્ત્રીએ તેનો ઇરાદો કરી લીધો, અને જો તેના પ્રભુ-પાલનહારની એક દલીલ (નિશાની અથવા પ્રમાણ) યૂસુફની સામે આવી ગઈ ન હોત તો યૂસુફ પણ તેની તરફ વધતો. તેમની સામે અલ્લાહની દલીલ (નિશાની) આવી, જેથી અમે યૂસુફથી બૂરાઈ અને નિર્લજ્જતાને દૂર રાખીએ. નિઃશંક તે અમારો ચૂંટેલા બંદાઓમાંથી હતો.'' (પવિત્ર કુર્આન, ૧૨:૨૨-૨૫)

(અર્થાત્ ઈશ્વરે જ હઝરત યૂસુફ (અલૈ.)ને નિર્લજ્જતા અને કુકર્મથી બચાવ્યા.)

● આપણે સામાન્ય લોકો જ્યારે કોઈ ભૂલ કરીએ છીએ, તો બે ફરિશ્તાઓ, જે હંમેશા મનુષ્યની સાથે રહે છે, તેઓ તેને લખી લે છે. પછી કયામતના દિવસે અમે જે પાપ અને પુણ્ય કર્યું છે, તેનો નિર્ણય થશે.

પરંતુ પયગંબરોની સાથે આવું થતું નથી. ઈશ્વર ડગલે-ને-પગલે પયગંબરોનું માર્ગદર્શન કરે છે, અને જો તેમનાથી કોઈ મોટી ભૂલ થઈ જાય છે તો તેમને તરત સજા પણ આપે છે.

**પયગંબરોનું માર્ગદર્શન :**

પયગંબરોના માર્ગદર્શન અને સજાના ઉદાહરણો નીચે મુજબ છે :

● ધનવાન લોકોનો સમાજમાં દબદબો હોય છે. તેઓ જે કહે છે અને કરે છે, તેને સમાજ સાંભળે છે અને અપનાવે છે. જો એક કબીલાનો સરદાર મુસલમાન થઈ જાય તો તેનો આખો કબીલો મુસલમાન બની જાય છે. તેથી જ્યારે કોઈ સરદાર હઝરત મુહમ્મદ (સલ્લ.)ની પાસે આવતો, તો આપ તેનો આદર કરતા અને ખૂબ એકાગ્રતાથી તેને ધર્મની શિક્ષા આપતા.

એક વાર કેટલાક સરદારો હઝરત મુહમ્મદ (સલ્લ.)થી મળવા આવ્યા અને આપ (સલ્લ.) તેમને કંઈક સમજાવી રહ્યા હતા. તે જ વખતે એક અંધ અને ગરીબ મુસલમાન સાથી (અબ્દુલ્લાહ બિન ઉમ્મે મક્તૂમ રદિ.) પણ ત્યાં આવી ગયા અને તેઓ ધર્મ સંબંધે કંઈક પ્રશ્ન આપ (સલ્લ.)થી પૂછવા માગતા હતા.

હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ઇચ્છ્યું કે પહેલાં સરદારોની સાથે વાતચીત પૂરી કરી લે, પછી અંધ સાથીને ઉત્તર આપે. સરદારોને ધર્મ શિખવાની એટલી ઇચ્છા નહોતી, જેટલી તે અંધ સાથીને હતી. ઈશ્વરની નજરમાં સરદાર અને ગરીબ સૌ સમાન છે, અને ઈશ્વર ઇચ્છે છે કે જેને ધર્મના જ્ઞાનની વધારે ચાહત હોય, પહેલા તેને જ જ્ઞાન આપો. તેથી ઈશ્વરે તરત જ પવિત્ર કુર્આનની આયત (૮૦:૧-૧૧) અવતરિત કરીને હઝરત મુહમ્મદ (સલ્લ.)ને સાચી રીત સમજાવી. (તિરમિઝી)

**પયગંબરોને ઈશ્વરીય સજા :**

● પયગંબરોને ઈશ્વરીય સજા આપવાનું ઉદાહરણ નીચે મુજબ છે :

હઝરત યૂનુસ (અલૈ.) નૈનવા સમુદાયમાં પયગંબર બનાવીને મોકલવામાં આવ્યા હતા. નૈનવા બગદાદથી ૨૫૦ કિ.મી. દૂર હતું. તેમણે તે સમુદાયને ખૂબ સમજાવ્યો, પણ તે સમુદાયના લોકો ન માન્યા. છેવટે હઝરત યૂનુસ (અલૈ.)એ તે સમુદાય માટે બદદુઆ (શ્રાપ) આપીને ત્યાંથી બીજા દેશમાં જવા નીકળી ગયા. તેઓ ઈશ્વરના આદેશ પહેલાં જ ત્યાંથી જઈ રહ્યા હતા (જે એક પયગંબર માટે ઉચિત નહોતું). હઝરત યૂનુસ (અલૈ.) એક નૌકામાં સવાર થઈને બીજા શહેર માટે રવાના થયા. સમુદ્રમાં જ્યારે તોફાન આવ્યું અને નૌકા તોફાનમાં ઘેરાઈ ગઈ, તો નૌકાને ડૂબવાનું જોખમ જોઈને નાવિકે હઝરત યૂનુસ (અલૈ.)ને

સમુદ્રમાં ફેંકી દીધા. સમુદ્રમાં એક મોટી માછલી તેમને ગળી ગઈ. આમ, ઈશ્વરે તેમને એક મોટી માછલીના પેટમાં કેદ કરી લીધા. હઝરત યૂનુસ (અલૈ.)ને પોતાની ભૂલ સમજાઈ. તેમણે ઈશ્વરથી તૌબા (પશ્ચાતાપ) કરી, ત્યારે તેમને ઈશ્વરે ક્ષમા કર્યા, નહિં તો તેઓ કયામત સુધી માછલીના પેટમાં કેદ રહેતા.

(પવિત્ર કુર્આન, ૨૧:૮૭ નો સારાંશ)

● ઈશ્વરે જે શિક્ષા કે ધર્મની સાથે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને મોકલ્યા હતા, તે એ છે કે 'ઈશ્વર એક છે, અને તેનો કોઈ ભાગીદાર, સહાયક કે સમકક્ષ નથી. આ સૃષ્ટિને બનાવવા, સંભાળવા અને ચલાવવા માટે તેને કોઈની મદદની આવશ્યકતા નથી.' મક્કાના લોકોનો એવો વિશ્વાસ હતો કે ઈશ્વર તો એક જ છે, પણ અનેક દેવી-દેવતાઓ તેની સહાયતા કરે છે, અને આ જ મોટો મતભેદ મુસલમાનો અને મક્કાવાસીઓ વચ્ચે હતો.

એક મુસલમાનના મનમાં જેવી એ માન્યતા આવી જાય કે ઈશ્વરનો પણ કોઈ સહાયક છે, તો તે મુસલમાન બાકી નથી રહેતો. મક્કાના સરદારો એક ષડયંત્ર રચી રહ્યા હતા. તેઓ ઈચ્છતા હતા કે મુસલમાનો પણ એ વાતને માની લે કે ઈશ્વરના પણ સહાયકો છે. તેથી તેઓ શાંતિ અને સદ્ભાવનાની વાત કરતા અને કહેતા કે - 'અમે તમારી કેટલીક વાતો માની લઈએ છીએ અને તમે અમારી અમુક વાતો માનો, અને અમારા દેવી-દેવતાઓને પણ માન-સનમાન આપો.' આ ઘટનાનું વર્ણન પવિત્ર કુર્આનમાં આ પ્રમાણે છે :

''હે મુહમ્મદ (સલ્લ.) ! તેઓ તો એમાં જ લાગેલા હતા કે અમે જે વહી (સત્યધર્મનું જ્ઞાન) તમારા તરફ અવતરિત કરી છે, તેનાથી તમને ફેરવી નાખે, અને તમે એવી વાત અમારા તરફથી કહો, જે અમે અવતરિત કરી નથી. જો તમે આવું કરતા, તો તેઓ તમને ઘનિષ્ઠ મિત્ર બનાવી લેતા. જો અમે તમને સચેત ન કરતા, તો તમે તો તેમની તરફ અમુક અંશે ઝુકવાની નજીક જ પહોંચી ગયા હતા. (જો આવું થતું તો) અમે તમને આ જીવનમાં પણ સજા આપતા અને મૃત્યુ પછી પણ બમણી સજા આપતા. પછી તમને અમારા સામે પોતાનો કોઈ સહાયક ન મળતો.''

(પવિત્ર કુર્આન, ૧૭:૭૩-૭૫)

## સારાંશ :

● આ પ્રકરણનો સારાંશ એ છે કે ઈશ્વરે મનુષ્યને પેદા કરતાં પહેલાં જ પયગંબરોને નિયુક્ત કરી દીધા હતા. તેણે પયગંબરોને સર્વોત્તમ વંશ, વ્યક્તિત્વ, ચરિત્ર અને બુદ્ધિ પ્રદાન કરી.

પયગંબરોના જીવન-કાળમાં ઈશ્વર પયગંબરોનું માર્ગદર્શન કરતો રહે છે અને તમામ પ્રકારનાં પાપ-કર્મોથી તેમની રક્ષા કરે છે.

અને જો કોઈ પયગંબર જાણી-સમજીને ઈશ્વરના આદેશને નથી માનતો અથવા પાપ કરે છે, તો ઈશ્વર તેને તરત જ સજા કરે છે.

ધરતી પર એવું કદી નથી થયું કે કોઈ પયગંબર જીવનભર પાપ પણ કરતો રહ્યો અને પયગંબર પણ બની રહ્યો.

તેથી ધરતી પર લગભગ ૧,૨૪,૦૦૦ પયગંબરો આવ્યા અને કોઈને કોઈપણ પ્રકારનું ખરાબ કાર્ય નથી કર્યું.

ધર્મનો કોઈ ગ્રંથ ગમે તેટલો સન્માનનીય હોય, જો તેમાં લખ્યું છે કે પયગંબર કે ઈશદૂતે કોઈ ખોટું કાર્ય કર્યું કે પાપ કર્યું છે, તો તે ગ્રંથ ખોટો હોઈ શકે છે, પણ પયગંબર કે ઈશદૂત ખોટાં નથી હોઈ શકતા.



# ૧૦. પયગંબરોના દુશ્મનો કોણ ?

**હઝરત ઝકરિયા (અલૈ.) :**

● હઝરત ઝકરિયા (અલૈ.) મહાન પયગંબર હતા. ઈશ્વર એક છે એવી તેમની શિક્ષા લોકોને સારી ન લાગી અને લોકોએ તેમને જાનથી મારી નાખવાનો ઈરાદો કર્યો. તેઓ દુશ્મનોથી બચતા એવી જગ્યાએ પહોંચ્યા, જ્યાં છુપાવાની કોઈ જગ્યા જ નહોતી. તેમણે એક વૃક્ષથી શરણ માગ્યું. પયગંબરની વાત વૃક્ષ કેવી રીતે ટાળી શકતું હતું ? તેનું થડ વચ્ચેથી ફાટી ગયું અને હ. ઝકરિયા (અલૈ.) તેમાં સમાઈ ગયા. શૈતાન આ દૃશ્ય જોઈ રહ્યો હતો. જ્યારે દુશ્મનો પીછો કરતા-કરતા ત્યાં પહોંચ્યા, તો શૈતાને ઈશારો કરીને હઝરત ઝકરિયા (અલૈ.)ના છુપાવાની જગ્યા એ લોકોને બતાવી દીધી અને લોકોએ કરવતીથી વૃક્ષને હઝરત ઝકરિયા (અલૈ.)ની સાથે વચ્ચેથી ચીરી નાખ્યું. આમ, એક મહાન પયગંબરને લોકોએ શહીદ કરી નાખ્યા.

**હઝરત યાહ્યા (અલૈ.) :**

● હઝરત યાહ્યા (અલૈ.) એક વિદ્વાન પયગંબર થઈ ગયા. તેઓ જે પ્રદેશમાં પયગંબર થયા, ત્યાંનો રાજા (Hairo Antipass) પોતાની ભત્રીજીથી લગ્ન કરવા માગતો હતો. પયગંબરનું કાર્ય એ જ છે કે જ્યારે કંઈ ખોટું થતું હોય તો લોકોને તેનાથી સચેત કરે. તેથી તેમણે રાજાને કહ્યું કે તમારું તમારી ભત્રીજી સાથે લગ્ન કરવું યોગ્ય નથી. આ વાત ભત્રીજી અને તેની માતા (Hairo Dias)ને ખૂબ ખરાબ લાગી અને તેમણે રાજાની પાસે ભેટના રૂપમાં હઝરત યાહ્યાનું માથું માગ્યું, અને એ દુર્ભાગી રાજાએ તે બંનેને ખુશ કરવા માટે હઝરત યાહ્યા (અલૈ.)નું માથું ધડથી અલગ કરીને તેમને ભેટ ધરી દીધું.

**હઝરત ઈસા (અલૈ.) :**

હઝરત ઈસા (અલૈ.) પણ એક મહાન પયગંબર હતા. ઈશ્વરે તેમને પોતાની કુદરતથી પિતા વગર પેદા કર્યા હતા. જ્યારે તેઓ પારણામાં હતા, ત્યારથી જ લોકોની વાતો કરતા અને ઈશ્વરના આદેશો તેમના સુધી પહોંચાડતા હતા.

અલ્લાહે (ઈશ્વરે) તેમને ઘણીબધી ચમત્કારિક શક્તિઓ પ્રદાન કરી હતી. તેઓ અંધ અને કોઢવાળા વ્યક્તિઓને સાજા કરી દેતા, માટીની ચકલી બનાવીને તેમાં ફૂંક મારતા અને તે જીવતી થઈને ઉડી જતી; ત્યાં સુધી કે તેઓ મૃત વ્યક્તિને પણ અલ્લાહ (ઈશ્વર)ની આજ્ઞાથી જીવંત કરી દેતા.

બાઈબલનો એક શ્લોક છે કે, હઝરત ઈસા (અલૈ.)એ કહ્યું કે તમે એવું ન સમજો કે હું પ્રાચીન ધર્મને નષ્ટ કરવા આવ્યો છું, બલ્કે હું તો એ જ ધર્મને પ્રસ્થાપિત કરવા આવ્યો છું.

(બાઈબલ, St. Matthew, 5:17)

અર્થાત્ હઝરત ઈસા (અલૈ.)થી અગાઉ હઝરત મૂસા (અલૈ.)એ લોકોને જે ધર્મ શીખવાડ્યો હતો, હઝરત ઈસા (અલૈ.)એ એ જ શિક્ષા લોકોને આપી અને ધર્મમાં આવી ગયેલ બગાડને દૂર કર્યો. હઝરત ઈસા (અલૈ.) ૩૨ વર્ષની વય સુધી લોકોને નિરંતર ધર્મની શિક્ષાઓ આપતા રહ્યા. પરંતુ સમાજના અમુક લોકોને તેમની શિક્ષાઓ સારી ન લાગી. તેમણે એક ષડયંત્ર રચ્યું અને વિદ્રોહના જૂઠા આરોપમાં આપને પકડાવીને જાનથી મારી નાખવાની પૂરેપૂરી કોશિશ કરી.

**લોકો પયગંબરોથી દુશ્મની કેમ કરે છે ?**

● અમે તો માત્ર ત્રણ પયગંબરોનું જ અહીં

વર્ણન કર્યું છે, પરંતુ વાસ્તવમાં લોકો હજારો પયગંબરોની હત્યા કરી ચૂક્યા છે.

પરંતુ પયગંબરોની હત્યા કેમ કરવામાં આવે છે ? શું કોઈ પાપ કર્યું હતું એ મહાન અને પવિત્ર પયગંબરોએ ?

આવો, આપણે આ વિશે થોડુંક જાણવાનો પ્રયાસ કરીએ.

● જે રીતે રાજકારણ એક વ્યવસાય બની ગયો છે, કરોડો રૂપિયા કમાવા અને સત્તામાં બની રહેવા માટે લોકો નેતા બને છે, એ રીતે બેઈમાન અને ચાલાક લોકો દ્વારા ધર્મને વ્યવસાય બનાવવાનું અને તેના ધાર્મિક ગુરુ બની જવાનું પ્રાચીન કાળથી ચાલતું આવ્યું છે. આમાં પણ ખૂબ જ વ્યાપક ધન, સત્તા અને સન્માન મળે છે.

ખ્રિસ્તીઓના પોપનું એક હજાર વર્ષ સુધી યુરોપમાં રાજ રહ્યું. તેમની આજ્ઞા ટાળવાનું કે તેમના વિરુદ્ધ એક શબ્દ પણ કહેવાનું કોઈ યુરોપીયન રાજામાં સાહસ નહોતું.

આ જ સ્થિતિ પ્રત્યેક ધર્મ અને દરેક પ્રદેશમાં ધાર્મિક ગુરુઓની રહી છે.

પયગંબર આવતાં જ આવા ગુરુઓની દુકાન બંધ થઈ જતી હતી. તેથી આવા લોકોએ હંમેશા પયગંબરોનો વિરોધ કર્યો.

● સમાજનાં ધનવાનોમાં ઘણાખરા એવા હોય છે, જેમણે ગરીબોનું શોષણ કરીને ધન કમાવ્યું હોય છે. પયગંબર આવે છે જ એટલા માટે કે ગરીબોનું શોષણ બંધ થાય, અત્યાચાર સમાપ્ત થાય, દરેક બાજુ ન્યાય અને શાંતિની સ્થાપના થાય, માનવ, માનવીની દાસતા અને ગુલામીથી સ્વતંત્ર થઈને કેવળ અલ્લાહ (ઈશ્વર)નો ઉપાસક બને. પરંતુ ધનવાનો પોતાની સત્તા અને શોષણનો કારોબાર બંધ થઈ જાય એવું ઇચ્છતા નથી, તેથી આ ધનવાન વર્ગ પણ હંમેશા પયગંબરોનો શત્રુ રહ્યો છે.

● પયગંબરને સતાવવા અને બદનામ કરવાનું કામ એ પયગંબરોના જીવન સમાપ્ત થઈ જવાની સાથે જ શરૂ નથી થઈ જતું, બલ્કે એ પયગંબરોના ધર્મ અને શિક્ષાઓ પરથી લોકોનો વિશ્વાસ ઓછો કરવા માટે લોકો તેમનાં મૃત્યુ પશ્ચાત્ પણ તેમને બદનામ કરવાનું કામ ચાલુ રાખે છે.

તેમનાં બદનામ કરવાની બે પદ્ધતિઓ હતી. એક તો તેઓ એ પયગંબર પર અવતિરત ગ્રંથમાં ખોટી અને જૂઠી વાતો સામેલ કરવાનો પ્રયત્ન કરતા હતા. બીજું એ કે તેઓ એ પયગંબરના ચરિત્રને કલંકિત કરવાની કોશિશ કરતા હતા.

● જે કંઈ શિક્ષા હઝરત મૂસા (અલૈ.)એ લોકોને આપી હતી, તેનું જ પાલન હઝરત ઈસા (અલૈ.) સ્વયં પણ કરતા અને લોકોને પણ તેનું પાલન કરવાનો ઉપદેશ આપતા.

હઝરત મૂસા (અલૈ.)એ સ્વયં પણ લગ્ન કર્યું હતું અને દાંપત્ય-જીવન તેમની શિક્ષાનું એક મહત્ત્વપૂર્ણ અંગ હતું. જો હઝરત ઈસા (અલૈ.) લગ્ન કરતા, તો એ કોઈ પાપ નહોતું, ન તેમની બદનામી થતી. પરંતુ હઝરત ઈસા (અલૈ.)એ સંપૂર્ણપણે પોતાને ધર્મની પુનઃ સ્થાપના માટે સમર્પિત કરી દીધા હતા. ૩૨ વર્ષની ઉંમર સુધી તેઓ અપરણિત રહ્યા, પરંતુ જ્યારે તેમની શિક્ષાથી પરેશાન થઈને તેમનાં દુશ્મનો તેમના પ્રાણના તરસ્યા બની ગયા, તો ઈશ્વરે તેમને જીવતા જ આકાશ પર ઉઠાવી લીધા.

આજે તેમનાં ધરતી પરથી જવાના ૨૦૦૦ વર્ષ પછી પણ લોકો તેમના વિશે જૂઠી વાતો ઘડી રહ્યા છે, અને એ વાતનો પ્રચાર કરી રહ્યા છે કે તેમની એક ગુપ્ત પત્ની હતી, જેનું નામ St. Mary Magsalance હતું, અને એક ગુપ્ત પુત્ર પણ હતો, જેનું નામ St. Michael હતું.

આ વિશે Dan Brown એ The Da Vinci Code નામે એક પુસ્તક લખ્યું છે અને આ વિષય પર એક ફિલ્મ પણ બની ચૂકી છે.

કેથૉલિક ચર્ચે લોકોને આ ફિલ્મ ન જોવાનો આગ્રહ કર્યો હતો. પરંતુ જે કામથી લોકોને રોકવામાં આવે એ જ કામ લોકો વધારે કરતા હોય છે.

આમ, હઝરત ઈસા (અલૈ.)ના દુશ્મનોએ તેમની શિક્ષાને બદલી નાખવાની ખૂબ કોશિશ કરી. બાઈબલ હ. ઈસા (અલૈ.)ના ધરતીથી ચાલી ગયા પછી લગભગ ૧૦૦ વર્ષ બાદ પુસ્તક સ્વરૂપે લખવામાં આવ્યું. પુસ્તક સ્વરૂપે બાઈબલને લખતી વખતે તેમાં એવી વાતો પણ સામેલ કરી નાખવામાં આવી, જેની કોઈ ધાર્મિક વ્યક્તિ કલ્પના પણ કરી શકતો નથી.

જેમ કે, બાઈબલમાં લખ્યું છે કે હઝરત લૂત (અલૈ.) Sodon (સદૂમ) શહેર માટે પયગંબર હતા. ત્યાંના મોટાભાગના લોકો Homosexual હતા. તેથી ઈશ્વરે બે ફરિશ્તાઓને મોકલ્યા, જેમણે હઝરત લૂત (અલૈ.) અને તેમનાં પરિવારને બચાવી લીધો (સિવાય તેમની પત્નીના), અને આખા શહેરને સળગતા ગંધકની વર્ષા કરીને નષ્ટ કરી નાખ્યું.

આ ઘટના પછી હઝરત લૂત (અલૈ.) અને તેમની બે પુત્રીઓ જંગલમાં રહેવા લાગી. તેમની પુત્રીઓને જ્યારે એ વાતનું અનુમાન થયું કે તેમનાથી લગ્ન કરવા માટે હવે કોઈ પુરુષ બચ્યો નથી, તો તેમણે પોતાના પિતા હઝરત લૂત (અલૈ.)ને જ ખૂબ દારૂ પીવડાવ્યો અને તેમના સાથે રાત વિતાવી. આ રીતે બંને ગર્ભવતી બની ગઈ. (બાઈબલ, Genesis Ch.19, Verses-30)

આ જે બાઈબલમાં લખ્યું છે, શું એ સંભવ છે ?

ના.

કેમ કે ફરિશ્તાઓએ કેવળ એક શહેરને નષ્ટ કર્યું હતું, સમગ્ર સંસારને નહીં. તેથી બીજા શહેરોમાં પુરુષો હતા, જેમનાથી હઝરત લૂત (અલૈ.)ની પુત્રીઓના લગ્ન થઈ શકતા હતા. ઉપરાંત, દરેક ધર્મમાં દારૂ કે મદીરાનું સેવન કરવું હરામ (અવૈધ) હતું. તેથી કોઈ પયગંબર દારૂ પીને એવો મદહોશ નથી થઈ શકતો કે તેને ખબર જ ન પડે કે તે કોનાથી પોતાની કામેચ્છા પૂરી કરી રહ્યો છે.

- એ જ પ્રમાણે બાઈબલમાં લખ્યું છે કે હઝરત દાઉદ (અલૈ.)ને તેમના એક સૈનિકની પત્ની ખૂબ પસંદ પડી ગઈ હતી, તો તેમણે એ સૈનિકને યુદ્ધ મોરચે મોકલી દીધો અને તેમની પત્નીથી પોતાની કામેચ્છા પૂરી કરી.

(Samuel : 2-11, નૂર સરમદી, પૃ. 191)

હઝરત દાઉદ (અલૈ.) અર્થાત્ David એક મહાન પયગંબર થઈ ગયા. તેઓ એકાંતરે ભોજન લેતા અને એકાંતરે ઉપવાસ (રોઝા) રાખતા. ઈશ્વરે 'ઝબૂર' ગ્રંથ તેમના પર અવતરિત કર્યો હતો. તેમનો અવાજ એટલો સારો હતો કે જ્યારે તેઓ 'ઝબૂર'નું પઠન કરતા, તો પહાડો પણ તેમના સાથે ઝૂમવા લાગતા. તેઓ ફલસ્તિન (પેલેસ્ટાઈન)ના રાજા પણ હતા. તેમના પુત્ર હઝરત સુલૈમાન (અલૈ.) પણ પયગંબર અને ફલસ્તિનના રાજા હતા. તેમની ૯૯ પત્નીઓ હતી. હઝરત દાઉદ (અલૈ.) ઇચ્છતા તો ૨૦૦ પત્નીઓ રાખી શકતા હતા. એ કેવી રીતે બની શકે છે કે એક પયગંબર, જે રાજા પણ છે અને તપસ્વી પણ, તે પોતાના એક સૈનિકને ધોકો આપે. આ અસંભવ છે, પણ બાઈબલમાં લખેલું છે.

## આનું શું કારણ છે ?

આનું કારણ સમાજના સલમાન રુશ્દી જેવા લોકો છે. સલમાન રુશ્દીમાં શું વિશિષ્ટતા છે ? તેના વિચારમાં-માનસમાં સેક્સથી રુચિ અને ધર્મથી નફરત ભરેલી છે. તેથી જે લોકો સેક્સથી

પ્રેમ અને ધર્મથી નફરત કરે છે, તેમનો તે હીરો છે. તેને બ્રિટિશ સરકારે Sir ની ઉપાધિ આપી છે. આ જ સલમાન રુશ્દી જો હઝરત મુહમ્મદ (સલ્લ.)ની પ્રશંસામાં કંઈ કહે અથવા લખે, તો એ જ લોકો તેને આતંકવાદી ઘોષિત કરી દેશે.

સલમાન રુશ્દી જેવા લોકોએ ઘણું બધું ખરાબ લખ્યું. પોતાની ઇચ્છા અને સ્વાર્થ મુજબ સચ્ચાઈઓને બદલી નાખવાની ભરપૂર કોશિશ કરતા રહ્યા અને સાચી શિક્ષાઓને તોડી-મરોડીને અને વિકૃત કરીને પોતાના ગંદા ચરિત્રને અનુરૂપ બનાવતા રહ્યા. સત્તાધારી સમાજે તેને સ્વીકારી લીધું અને જાણીજોઈને પવિત્ર ગ્રંથોમાં તેને સામેલ કરી દીધું.

## હઝરત ઈસા (અલૈ.ને બદનામ કરીને લોકોને શું મળશે ?

જો હ. ઈસા (અલૈ.)ના ચરિત્ર પર લોકોને શંકા થઈ તો તેમની ખ્રિસ્તી ધર્મ પર આસ્થા ઉઠી જશે.

જ્યારે વ્યક્તિ ઈશ્વર પર વિશ્વાસ કરે છે, તો તેની શક્તિ વધી જાય છે અને તે અન્યાય વિરુદ્ધ લડવાથી પણ નથી ડરતો. જ્યારે વ્યક્તિને મૃત્યુ પછી ઈશ્વરની સામે પોતાના કર્મોનો હિસાબ-કિતાબ આપવાનો વિશ્વાસ હોય છે, તે પાપ નથી કરતો અને જીવનમાં એશઆરામ ઓછો કરે છે.

નાસ્તિક ડરપોક હોય છે. તે મૃત્યુથી ખૂબ ડરે છે અને જ્યારે મૃત્યુ પછી સ્વર્ગની કલ્પના નથી રહેતી, તો લોકો આ જ જીવનમાં દરેક પ્રકારની મજા લૂટવા માગે છે, ચાહે તેના માટે તેણે ખોટા કામો જ કેમ ન કરવા પડે, અને એક પ્રકારે તેઓ પશુઓની જેમ જીવન વિતાવે છે.

યહૂદીઓ આખા વિશ્વ પર રાજ કરવા માગે છે. પોતાની ઇચ્છાને હકીકતમાં બદલવાની તેમની એક ગુપ્ત યોજના છે, જેને Protocol કહે છે.

આ પ્રોટોકોલમાં લખ્યું છે કે જો તમે વિશ્વ પર રાજ કરવા માગો છો, તો લોકોનો વિશ્વાસ ધર્મ પરથી ઉઠાવી દો. આવી જ યોજના ઘણી કટ્ટર ધાર્મિક સંસ્થાઓ અને પ્રગતિશીલ દેશોની પણ છે.

અધર્મીઓ પશુઓ જેવા હોય છે અને ડરપોક હોય છે. ફક્ત નાસ્તિકો પર જ રાજ કરવું તેમના માટે સંભવ હોય છે, કેમ કે ઈશ્વરને માનવાવાળાઓ ગમે તેટલા ગરીબ હોય, પણ અન્યાયની સામે દીવાલ બનીને ઊભા રહે છે.

પયગંબરોને બદનામ કરવાં એવાં લોકોનું કાવતરું છે, જેઓ સંસાર પર રાજ કરવા માગે છે અને ધાર્મિક લોકોને બરબાદ કરવા ઇચ્છે છે.

અને, આ જ કાવતરાનો ભોગ હઝરત મુહમ્મદ (સલ્લ.) અને મુસલમાનો પણ બનેલાં છે, કેમ કે વિશ્વમાં ખ્રિસ્તી લોકોની સંખ્યા પછી સૌથી મોટી સંખ્યા મુસલમાનોની છે.

● આ પુસ્તક હઝરત મુહમ્મદ (સલ્લ.)નો પરિચય આપવા હેતુથી લખવામાં આવ્યું છે. પરંતુ તેમનો પરિચય આપવાની સાથે અમે એ ગેરસમજોને પણ દૂર કરવાનો પ્રયાસ કરીશું, જે દુશ્મનોએ હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે ફેલાવી રાખી છે.

મુખ્ય રૂપે દુશ્મનોએ બે વિષયો પર હઝરત મુહમ્મદ (સલ્લ.)ને બદનામ કર્યા છે. એક તો તેમનું વૈવાહિક જીવન અને બીજો તેમની યુદ્ધ સંબંધિત શિક્ષાઓ.

હવે પછીના પ્રકરણમાં અમે આ જ બે વિષયો પર ચર્ચા કરીશું.

—●—

# ૧૧. શું હઝરત મુહમ્મદ (સલ્લ.) હિંસાની શિક્ષા આપતા હતા ?

● વિકૃત બુદ્ધિના લોકોનો એ આરોપ છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) હિંસાની શિક્ષા આપતા હતા. આવો, આપણે જોઈએ કે હઝરત મુહમ્મદ (સલ્લ.) હિંસાની શિક્ષા આપતા હતા કે પછી સ્વયં હિંસા સહન કરીને અહિંસાની શિક્ષા આપતા હતા.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ને અલ્લાહે (ઈશ્વરે) ૪૦ વર્ષની વયે પોતાનો સંદેશ લોકો સુધી પહોંચાડવાનો આદેશ આપ્યો હતો. તેઓ ૬૩ વર્ષની વય સુધી જીવતા રહ્યા. પરંતુ ૫૫ વર્ષની વય સુધી (પયગંબરીની જવાબદારી મળ્યાના શરૂના ૧૫ વર્ષ સુધી) વિરોધીઓ દ્વારા અત્યાચારની સામે તેમને અને અન્ય મુસલમાનોને શસ્ત્રથી કે બીજી કોઈ રીતે બદલો લેવાની અલ્લાહ તરફથી આજ્ઞા નહોતી. હ. મુહમ્મદ (સલ્લ.) અને તેમના અનુયાયીઓ કાં તો હિંસા સહન કરતા અથવા મક્કા શહેર છોડીને કોઈ અન્ય દેશ કે શહેર ચાલ્યા જતા.

હઝરત મુહમ્મદ (સલ્લ.)એ જે હિંસા અને અન્યાય સહન કરેલ છે, તેનાં કેટલાક ઉદાહરણો નીચે મુજબ છે :

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પયગંબરીની જવાબદારી સોંપ્યા પછી ત્રણ વર્ષ સુધી અલ્લાહે તેમને કેવળ વ્યક્તિગત સ્તરે લોકોમાં ધર્મનો પ્રચાર કરવાનો આદેશ આપ્યો હતો અને ચોથા વર્ષથી તેમને જાહેર જગ્યાઓએ ભાષણોના માધ્યમથી પ્રચાર કરવાનો આદેશ આપ્યો.

ચોથા વર્ષે, જેવો હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કાબા શરીફની પાસે લોકોને અલ્લાહ (ઈશ્વર)નો સંદેશ આપ્યો, લોકોએ તેમને ઘેરી લીધા. હઝરત મુહમ્મદ (સલ્લ.)ને બચાવવાના પ્રયાસમાં હઝરત ખદીજા (રદિ.)ના મોટા પુત્ર હઝરત હારિસ બિન અબી હાલા (રદિ.) શહીદ થઈ ગયા.

● અબૂ લહબ અને ઉકબા બિન અબી મુઈત આ બંને હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પાડોસી હતા, પણ હંમેશા હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ઘરમાં ગંદકી ફેંકતા રહેતા. હઝરત મુહમ્મદ (સલ્લ.) વહેલી સવારે જ નમાઝ પઢવા કાબા શરીફ જતા. જે રસ્તેથી આપ (સલ્લ.) કાબા શરીફ જતા, અબૂ લહબની પત્ની તેમના રસ્તામાં કાંટા બિછાવી દેતી, જેથી હઝરત મુહમ્મદ (સલ્લ.)ને તકલીફ પહોંચે.

● અબૂ લહબ હઝરત મુહમ્મદ (સલ્લ.)નો સગો કાકો હતો, અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ની બે સુપુત્રીઓનાં લગ્ન અબૂ લહબના પુત્રોથી થયા હતા (પણ વિદાઈ નહોતી થઈ). અબૂ લહબના દબાણમાં આવીને પુત્રોએ હઝરત મુહમ્મદ (સલ્લ.)ની બંને સુપુત્રીઓને તલાક આપી દીધી. અરબસ્તાનમાં તેને ખૂબ જ ખરાબ અને અપમાન સમજવામાં આવતું હતું.

● પયગંબરીના પાંચમા વર્ષે એક વાર હઝરત મુહમ્મદ (સલ્લ.) કાબા શરીફમાં નમાઝ પઢી રહ્યા હતા. જ્યારે આપ સિજદામાં ગયા, તો ઉકબા બિન અબી મુઈતે આપની ગરદન પર ઊંટની વજનદાર હોજળી મૂકી દીધી. તેનાથી આપ સિજદામાંથી માથું ન ઉઠાવી શક્યા. જ્યારે આપના ઘરવાળાઓને ખબર પડી તો હઝરત ફાતિમા (રદિ.) દોડતાં આવ્યા અને આપની ગરદન પરથી તે ગંદી હોજળી હટાવી.

● એક વાર હઝરત મુહમ્મદ (સલ્લ.) કાબા શરીફમાં નમાઝ પઢી રહ્યા હતા કે ઉકબા બિન

અબી મુઈત આવ્યો અને આપની ગરદનમાં ચાદરનો ફંદો નાખીને આમળવા લાગ્યો. ગળુ ઘોંટાવાથી આપની આંખો ફાટી ગઈ. જ્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ વચ્ચે પડીને આપને ફંદાથી મુક્ત કર્યા, તો તેમણે તેમને પણ ખૂબ માર્યા.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ના એક સાથી (સહાબી) કહે છે કે મુસલમાન બનતા પહેલાં મેં મક્કામાં જોયું કે એક સુંદર નવયુવાન લોકોને ઇસ્લામની વાત સમજાવી રહ્યો છે. મેં પૂછ્યું - આ કોણ છે ? કોઈકે કહ્યું કે એ કુરૈશ કબીલાનો નવયુવાન મુહમ્મદ (સલ્લ.) છે, જે વિધર્મી બની ગયો છે. સવારથી એ નવયુવાન લોકોને ધર્મની વાત સમજાવતો રહ્યો, ત્યાં સુધી કે સૂર્ય માથા પર આવી ગયો. એટલામાં મેં જોયું કે એક વ્યક્તિએ આવીને તેના મોઢા પર થૂંકી દીધું. બીજાએ ખમીસ ફાડી નાખ્યું, ત્રીજાએ માથા પર માટી નાખી દીધી અને ચોથાએ ચહેરા પર થપ્પડ મારી. પરંતુ નવયુવાનની જબાનથી બદ્દુઆ (શ્રાપ)નો એક શબ્દ ન નીકળ્યો.

એટલામાં એક છોકરી ખૂબ રડતી-રડતી પાણીનો પ્યાલો લઈને આવી. છોકરીને રડતી જોઈને હઝરત મુહમ્મદ (સલ્લ.)ની આંખો ભરાઈ આવી અને કહ્યું, 'બેટા ! તારા પિતાની ચિંતા ન કર. તારા પિતાની રક્ષા અલ્લાહ કરી રહ્યો છે, અને ઇસ્લામ ધર્મ પ્રત્યેક કાચા-પાકા મકાનમાં પહોંચીને રહેશે.' એક વ્યક્તિને મેં પૂછ્યું, આ છોકરી કોણ છે ? કોઈએ જવાબ આપ્યો કે તેમની પુત્રી ઝૈનબ (રદિ.) છે.

('બસીરત અફરોઝ વાકેઆત', પૃ. ૨૨)

● હઝરત મુહમ્મદ (સલ્લ.) ના આ જ મોટા સુપુત્રી અમુક વર્ષ પછી મક્કાથી મદીના જઈ રહ્યા હતા. ઈકરિમા બિન અબૂ જહલ અને તેના સાથીઓએ તેમનો રસ્તો રોકી લીધો અને તેમના ઊંટને જખ્મી કરી દીધું, જેનાથી તેઓ ઊંટની પીઠ પરથી નીચે પડી ગયા. ત્યારે તેઓ ગર્ભવતી હતા. તેઓ ઝખ્મી થઈ ગયા અને તેમનો ગર્ભ પડી ગયો અને આ જ ઇજાને કારણે અમુક વર્ષો પછી તેમનું અવસાન થઈ ગયું.

● પયગંબરીના સાતમા વર્ષે જ્યારે મક્કાના સરદારોને લાગ્યું કે ઇસ્લામ તો ફેલાતો જ જઈ રહ્યો છે અને તેને રોકવું અસંભવ બની ગયું છે, તો તેમણે હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આખા કબીલાનો સામાજિક બહિષ્કાર કરી દીધો અને કબીલાના લોકોને શહેરથી બહાર બે પહાડી-ઓની વચ્ચે રહેવા માટે મજબૂર કરી દીધા.

આ સામાજિક બહિષ્કારમાં કબીલાનો અનાજનો બધો જથ્થો સમાપ્ત થઈ ગયો. નાના-નાના બાળકો જ્યારે ભૂખથી રડતા, તો તેમનો અવાજ ખીણની બહાર સુધી સંભળાતો. કેટલાક નવયુવાનો તો જૂના ચામડાં પણ ભૂખને મારવા માટે ઉકાળીને ખાઈ લેતા. હઝરત મુહમ્મદ (સલ્લ.) અને કબીલો ત્રણ વર્ષ સુધી આવી તકલીફો સહન કરતા રહ્યા. આપ (સલ્લ.)નાં ૬૫ વર્ષના પત્ની હઝરત ખદીજા (રદિ.) અને ૮૦ વર્ષના આપના કાકા અબૂ તાલિબ આ સામાજિક બહિષ્કારથી એટલા કમજોર અને બીમાર થઈ ગયા કે બહિષ્કાર સમાપ્ત થયાના એક વર્ષમાં જ બંનેનો દેહાંત થઈ ગયો.

● પયગંબરી મળ્યાના દસમા વર્ષે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તાઈફનો સફર કર્યો, જેથી ત્યાં પણ ઇસ્લામના પ્રકાશને ફેલાવે. ત્યાંના ત્રણેય સરદારો - અબ્દિયા લૈલ, મસ્ઊદ અને હબીબનો જવાબ ખૂબ જ અપમાનિત કરવાવાળો હતો. ન તેઓ પોતે આપના સંદેશને સાંભળવા માગતા હતા અને ન એવું ચાહતા હતા કે આપ તેમની કોમમાં ઇસ્લામનો પ્રચાર કરે. તેથી શહેરના બદમાશ અને ગુંડાઓને આપની પાછળ લગાવી દીધા કે આપ જ્યાંથી પણ પસાર થાય આપ ઉપર પથ્થરો ફેંકે. હઝરત

મુહમ્મદ (સલ્લ.) દસ કે વીસ દિવસ સુધી આ મુસીબતો સહન કરતા રહ્યા અને ધૈર્ય રાખતા રહ્યા. છેલ્લા દિવસે તો તાઈફના લોકોએ અત્યાચારની સીમા પાર કરી નાખી. તેઓ પોતાના હાથોમાં પથ્થર લઈને લાઈનમાં ઊભા થઈ ગયા. હઝરત મુહમ્મદ (સલ્લ.) કદમ ઉઠાવતા અને જમીન પર મૂકતા, તો તે દુષ્ટ લોકો આપના પગની ઘૂંટી પર પથ્થરો મારતા. તેમનો ઈરાદો આપની હત્યા કરવાનો નહોતો, ફક્ત તેમને ત્રાસ આપવાનો હતો, તેથી ત્રણ માઈલ સુધી તેઓ આપનો આ જ રીતે પીછો કરતા રહ્યા અને પથ્થરો વરસાવતા રહ્યા. તેમની વસ્તીમાંથી નીકળતાં-નીકળતાં જ્યારે આપ હારી-થાકીને અને ઈજાઓથી ચૂર થઈને બેસી જતા, તો તે ગુંડાઓ આપનો હાથ પકડીને ઊભા કરી દેતા, ગાળો બોલતા, તાળીઓ વગાડતા, મહેણાંઓ મારતા, બૂમો પાડતા અને ચાલવા પર મજબૂર કરતા અને ફરી એ જ રીતે પથ્થરોની વર્ષા કરતા. પથ્થરોથી એટલી ઈજાઓ થઈ ગઈ કે આપના પગરખા લોહીથી તરબતર થઈ ગયા. શરીર ઝખ્મોથી ભરાઈ ગયું અને છેવટે આપ બેહોશ થઈને પડી ગયા. હઝરત ઝૈદ (રદિ.) આપને પોતાની પીઠ ઉપર ઉઠાવીને વસ્તીની બહાર લઈ આવ્યા.

(સીરતે અહમદે-મુજ્તબા)

● મક્કામાં આશરે તેર વર્ષ સુધી હઝરત મુહમ્મદ (સલ્લ.) તકલીફો ઉઠાવતા રહ્યા. લોકો નીચ હરકતો કરતા, ગુંડાઓની ટોળીઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પાછળ બૂમો પાડતી. રસ્તામાં તેમના પર ગંદકી ફેંકવામાં આવતી, રાત્રે ચાલવાના રસ્તામાં કાંટાઓ બિછાવવામાં આવતા. ગાળો બોલવામાં આવતી, માથા ઉપર માટી નાખવામાં આવતી. અબૂ જહલે પોતે એક વખત હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પથ્થરથી મારી નાખવાની કોશિશ કરી. આમ, આવી હજારો તકલીફો આપ (સલ્લ.) અને આપના સાથીઓ સહન કરતા રહ્યા. પયગંબરીના તેરમા વર્ષે કુરૈશના ચાળીસ દાનવોએ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને શહીદ કરી નાખવાના ઇરાદાથી રાતભર આપના ઘરને ચારે તરફથી ઘેરી રાખ્યું. પરંતુ આપ સુરક્ષિત મક્કાથી મદીના હિજરત કરી ગયા.

● ગઝવએ-ઉહદના દિવસે અબ્દુલ્લાહ ઇબ્ને ઉમૈયાએ એટલો જોરથી હુમલો કર્યો કે હઝરત મુહમ્મદ (સલ્લ.)નો મુબારક ચહેરો ઝખ્મી થઈ ગયો. હેલ્મેટ (Helmet)ની બે રીંગ ચહેરા-મુબારકમાં ઘૂસી ગઈ અને હોઠ કપાઈ ગયો. ઉત્બા બિન અબી વક્કાસે એટલા જોરથી પથ્થર ફેંક્યો, જેનાથી નીચેના બે દાંત-મુબારક તૂટી ગયા અને હોઠ કપાઈ ગયો. અબ્દુલ્લાહ બિન શહાબ જૌહરીએ પથ્થર મારીને કપાળ લોહીલુહાણ કરી દીધું. હેલ્મેટની રિંગ ચહેરામાં એટલે ઊંડે ઘૂસી ગઈ હતી કે જ્યારે હઝરત અબૂ ઉબૈદા બિન જર્રાહ (રદિ.)એ હેલ્મેટની એક રિંગને દાંતથી પકડીને જોરથી ખેંચી, તો તેમનો દાંત પણ તૂટી ગયો અને તેઓ જમીન પર પડી ગયા. એ જ રીતે જ્યારે બીજી રિંગ દાંતથી પકડીને ખેંચી, તો એટલું જોર લગાવવું પડ્યું કે તેમનો બીજો દાંત પણ તૂટી ગયો. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ઝખ્મોમાંથી લોહી કોઈપણ રીતે બંધ નહોતું થઈ રહ્યું. ઝખ્મી હાલતમાં જ થોડેક દૂર ચાલ્યા, જેથી સુરક્ષિત સ્થાન પર પહોંચી શકાય. પણ આવું કરવા જતાં આમિર ફાસિકે ખોદલ ખાડામાં પડી ગયા, જેને તેણે પાંદડાઓથી ઢાંકી દીધો હતો. હઝરત અલી અને હઝરત તલ્હા બિન અબ્દુલ્લાહ (રદિ.)ની મદદથી ખૂબ મુશ્કેલીથી ખાડામાંથી બહાર નીકળીને ઊંચાઈવાળી જગ્યાએ પહોંચી શક્યા.

● આટલી હિંસા સહન કર્યા પછી પણ કદી હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પોતાના દુશ્મનોને

શ્રાપ નથી આપ્યો. મક્કાથી મદીના ગયાને આઠ વર્ષ પછી જ્યારે આપ પોતાના દસ હજાર સાથીઓની સાથે મક્કા પહોંચ્યા, તો મક્કાના જે લોકોએ પાછલા 21 વર્ષ સુધી આપ અને આપના સાથીઓને દરેક પ્રકારની યાતનાઓ આપી હતી, કેટલીય વાર મદીના પર હુમલાઓ કર્યા હતા અને જાનથી મારી નાખવાની કોશિશો કરી હતી; તેમને સંપૂર્ણપણે પરાજિત કર્યા પછી પણ આપ (સલ્લ.)એ કોઈ એક વ્યક્તિથી બદલો ન લીધો અને બધાને માફ કરી દીધા. શું માનવ-ઈતિહાસમાં અન્ય કોઈ વ્યક્તિની દયા અને સહાનુભૂતિનું આવું ઉદાહરણ મળે છે ? કોઈ નહીં !

## અહિંસાનું ઈસ્લામી શિક્ષણ :

આ તો એ ઉદાહરણો હતાં, જેમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)એ હિંસાને સહન કરી. હવે આપણે આપ (સલ્લ.)ના ઈસ્લામી શિક્ષણનો અભ્યાસ કરીએ :

- ઈશ્વર (અલ્લાહ) પવિત્ર કુર્આનમાં કહે છે - જેણે, હત્યાના બદલામાં અથવા ધરતી પર બગાડ ફેલાવવાની સજા સિવાય કોઈ અન્ય કારણસર કોઈ મનુષ્યની હત્યા કરી, તો (આ એટલું મોટું પાપ છે, જાણે) તેણે સમગ્ર માનવ-જાતની હત્યા કરી નાખી; અને જેણે કોઈ નિર્દોષના પ્રાણ બચાવ્યા, તો તેણે જાણે સમગ્ર માનવ-જાતને જીવનદાન આપ્યું.

(પવિત્ર કુર્આન, સૂરઃ માઈદા, આ. ૩૨)

- ઈશ્વર (અલ્લાહ) પવિત્ર કુર્આનમાં કહે છે - દેશમાં ઉપદ્રવ કરવાની ઈચ્છા ન કરો, કેમ કે ઈશ્વર (અલ્લાહ) ઉપદ્રવકારીઓને પસંદ નથી કરતો. (પવિત્ર કુર્આન, સૂરઃ કસસ આ. ૭૭ નો સારાંશ)
- આ સંસાર ઈશ્વરનો પરિવાર છે. જે માનવજાતની સેવા કરે છે, ઈશ્વર તેનાથી પ્રેમ કરે છે. (મિશ્કાત, તર્જુમાનુલ હદીસ, ભા-૨, પૃ. ૨૩૯)
- આપ (સલ્લ.)એ ફરમાવ્યું કે તમે ધરતીવાળાઓથી પ્રેમ અને ઉપકાર કરો, તો જે આકાશમાં છે તે તમારાથી પ્રેમ કરશે અને તમારા પર ઉપકાર કરશે. (અબૂ દાઉદ, તિરમિઝી)
- એ વ્યક્તિ મુસલમાન નથી હોઈ શકતો, જેનાથી તેનો પાડોસી પરેશાન હોય. (બુખારી)

## હઝરત મુહમ્મદ (સલ્લ.)નાં આદેશો :

- હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હ. મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું, દુશ્મનથી યુદ્ધની ઈચ્છા ન કરો, અને જ્યારે યુદ્ધ થઈ જાય તો ધૈર્ય રાખો. (બુખારી, કિતાબુલ જિહાદ, ૫૩)
- હઝરત અબ્દુલ્લાહ બિન અફી (રદિ.) કહે છે કે એક વખત યુદ્ધના મોરચે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ સાંજ સુધી દુશ્મનોના હુમલાની રાહ જોઈ, પરંતુ દુશ્મને હુમલો ન કર્યો (અને હઝરત મુહમ્મદ સલ્લ.એ પહેલાં હુમલો ન કર્યો). સૂર્ય ડૂબી ગયા પછી હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પોતાના સૈનિકોને સંબોધિત કરતાં કહ્યું કે યુદ્ધની ઈચ્છા ન કરો, અને શાંતિ અને સમૃદ્ધિની પ્રાર્થના કરો. પરંતુ જ્યારે તમારા પર હુમલો થાય તો ધૈર્યથી રાહ જૂઓ અને બહાદુરીથી લડો. (બુખારી, ૧૫૬:૫૬)
- હઝરત અબૂ સઈદ (રદિ.) ફરમાવે છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને કોઈએ પૂછ્યું કે કયો બંદો (વ્યક્તિ) સર્વશ્રેષ્ઠ અને કયામત (પ્રલય)ના દિવસે અલ્લાહના નજીક ઉચ્ચ દરજ્જાવાળો (High Status) હશે ? હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું, અલ્લાહને સૌથી વધારે યાદ કરનાર પુરુષો અને સ્ત્રીઓ. આપને ફરીથી પૂછવામાં આવ્યું કે હે અલ્લાહના રસૂલ! શું એ અલ્લાહના માર્ગમાં શહીદ થનારથી પણ વધારે ઉચ્ચ દરજ્જો (High Status) છે ? હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું, જો કોઈ વ્યક્તિ અલ્લાહના દુશ્મનો પર તલવાર ચલાવે,

ત્યાં સુધી કે (અનથક તલવાર ચલાવતા રહેવાથી) એ તલવાર તૂટી જાય અને તે પોતે લોહીમાં રંગીન થઈ જાય (શહીદ થઈ જાય), તો પણ અલ્લાહની યાદ કરનાર (પ્રાર્થના કરનારનો દરજ્જો (Status) એ વ્યક્તિ (શહીદ)થી વધારે હશે. (અહમદ, તિરમિઝી, ભા-૧, મુન્તખબ અબ્વાબ, હ. ૪૨૯)

● હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) કહે છે કે એક વ્યક્તિએ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પ્રશ્ન કર્યો કે, 'સૌથી વધારે પ્રતિષ્ઠિત વ્યક્તિ કોણ છે ?' (અર્થાત્ કયો વ્યક્તિ કયામતના દિવસે સફળ અને સન્માનિત હશે ?) હઝરત મુહમ્મદ (સલ્લ.)એ જવાબમાં ફરમાવ્યું, 'જે બંદાને લાંબું આયુષ્ય મળ્યું અને નેક (પુણ્યના) કાર્યો કર્યા.' એ વ્યક્તિએ ફરી પ્રશ્ન કર્યો કે, 'સૌથી વધારે ખરાબ માણસ કોણ છે ?' (અર્થાત્ કયો માણસ કયામતના દિવસે નર્કની સજા પામશે ?) આપએ જવાબમાં ફરમાવ્યું, 'જે બંદાને લાંબુ આયુષ્ય મળ્યું અને ખરાબ કાર્યો કર્યા.' (મુસ્નદે અહમદ, મારિફુલ અહાદીસ-૮૨)

● હઝરત ઉબૈદ બિન ખાલિદ (રદિ.) કહે છે કે બે વ્યક્તિઓ મદીના આવીને મુસલમાન બની ગયા. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ એ બંનેની એક અન્સારી સહાબી (સ્થાનિક મુસલમાન સાથી) સાથે રહેવાની વ્યવસ્થા કરી દીધી. પછી તેમાંથી એક વ્યક્તિ અમુક દિવસો પછી જિહાદમાં શહીદ થઈ ગયો, અને તે પછી એક અઠવાડિયા બાદ બીજા વ્યક્તિનું પણ મૃત્યુ થઈ ગયું, (તેમનું મૃત્યુ કોઈ બીમારીના કારણે ઘરે થયું હતું) તો હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સાથીઓએ તેમની જનાઝાની નમાઝ પઢી અને દફનાવી દીધા. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ જનાઝાની નમાઝ પઢવાવાળાં લોકોને પૂછ્યું કે તમે લોકોએ (જનાઝાની નમાઝમાં) શું કહ્યું ? (અર્થાત્ મૃતક ભાઈ માટે તમે અલ્લાહથી શું દુઆ કરી ?) તેમણે કહ્યું કે અમે તેમના માટે એ દુઆ કરી કે મહાન અલ્લાહ તેમને મુક્તિ આપે અને તેમના પર કૃપા કરે અને તેને પોતાના એ ભાઈ અને સાથીની સાથે કરી દે, જે અગાઉ શહીદ થઈ ગયો હતો. આ જવાબ સાંભળીને આપ (સ.)એ ફરમાવ્યું, પછી તેની (પાછળથી મૃત્યુ પામનારની) એ નમાઝો ક્યાં ગઈ, જે શહીદ થનાર ભાઈની નમાઝો પછી તેણે પઢી, અને એ બીજા સત્કર્મો ક્યાં ગયા, જે એ શહીદના કાર્યો પછી તેમણે કર્યા; તે પછી આપ (સલ્લ.)એ ફરમાવ્યું, 'એ બંનેનાં દરજ્જા (Status)માં તેનાથી પણ વધારે અંતર છે, જેટલું જમીન અને આકાશના વચ્ચે છે.' (અબૂ દાઉદ, નિસાઈ, મારિફુલ હદીસ, ભા-૨, હદીસ ૮૩)

**સમજૂતી :** હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ઈરશાદનો મતલબ એ હતો કે તમે પાછળથી સાધારણ મૃત્યુ પામેલ એ ભાઈનો દરજ્જો પહેલા શહીદ થયેલા એ ભાઈથી ઓછો સમજ્યો, તેથી તમે અલ્લાહથી દુઆ કરી કે મહાન અલ્લાહ પોતાની કૃપા અને મહેર-બાનીથી પાછળથી સાધારણ મૃત્યુ પામનારને પણ શહીદ ભાઈની સાથે કરી દે; જ્યારે કે પાછળથી મૃત્યુ પામનાર ભાઈએ શહીદ થનાર ભાઈની શહાદત પછી જે નમાઝો પઢી, અને જે રોઝા રાખ્યા અને જે બીજા નેક કાર્યો કર્યા, તેનાથી તેનો દરજ્જો પહેલા શહીદ થનાર ભાઈથી વધારે ઉચ્ચ થઈ ચૂક્યો છે, ત્યાં સુધી કે બંનેનું સ્થાન અને દરજ્જાઓમાં જમીન અને આકાશથી વધારે અંતર છે. (અબૂ દાઉદ, નિસાઈ, મારિફુલ હદીસ, ભા-૨, હદીસ ૮૩)

આ હદીસો પર વિચાર કરો. ઈસ્લામની શિક્ષા એ નથી કે ધર્મ માટે પ્રાણ આપવા અને પ્રાણ લેવા જ એક માત્ર મોટા પુણ્યનું કામ છે, બલ્કે ઈસ્લામની શિક્ષા એ છે કે જો લાંબી ઉંમર સુધી જીવિત રહો અને અલ્લાહ (ઈશ્વર)ની

પ્રાર્થના કરતા રહો, તો શ્રેષ્ઠ બની શકાય છે.

● હઝરત ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું, 'તમામ મખ્લૂક (સર્જનો) અલ્લાહનો પરિવાર છે, અને મહિમાવાન અલ્લાહને સૌથી વધારે એ વ્યક્તિ પ્રિય છે, જે તેની મખ્લૂક સાથે સદ્વ્યવહાર કરે છે. (મિશ્કાત, તર્જુમાનુલ હદીસ, ભા-૨, હદીસ ૨૩૯)

● હ. અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું, 'અલ્લાહ કયામતના દિવસે એક વ્યક્તિને પૂછશે, 'હે આદમના પુત્ર ! હું બીમાર હતો, ભૂખ્યો હતો, તરસ્યો હતો; પણ તે મારી દેખભાળ ન કરી અને મને ન ખવડાવ્યું, ન પાણી પીવડાવ્યું.'

એ વ્યક્તિ કહેશે, 'હે મારા માલિક ! હું કેવી રીતે તારી દેખભાળ કરતો ! તમે તો સમગ્ર બ્રહ્માંડના માલિક છો.' અલ્લાહ ફરમાવશે, 'શું તુ નહોતો જાણતો કે મારો ફલાણો બંદો બીમાર હતો, ફલાણો બંદો ભૂખ્યો અને તરસ્યો હતો ? જો તુ તેની દેખભાળ કરતો અને ભોજન કરાવતો, પાણી પીવડાવતો તો તુ મને તેની નિકટ જોતો.' (તર્જુમાનુલ હદીસ, ભા-૨, હદીસ ૨૪૫)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું, કે એક વ્યક્તિને ચાલતાં-ચાલતાં ખૂબ તરસ લાગી. તે એક કૂવાની પાસે પહોંચ્યો. કૂવાની અંદર ઉતરીને પોતાની તરસ છીપાવી અને બહાર આવી ગયો. બહાર આવીને તેણે જોયું કે એક તરસ્યો કૂતરો ભીની માટી ચાટી રહ્યો હતો. તેણે પોતાના મનમાં વિચાર્યું કે કૂતરો પોતાની તરસના કારણે તડપી રહ્યો છે, જેમ કે હું તડપી રહ્યો હતો. તે ફરીથી કૂવામાં ઉતર્યો. પોતાના પગરખામાં પાણી ભર્યું, પોતાના દાંતોમાં તે પગરખાને ભરાવીને કૂવામાંથી બહાર આવ્યો અને કૂતરાની તરસ છીપાવી. મહાન અલ્લાહને આ કાર્ય ખૂબ પસંદ આવ્યું અને તે બંદાના ગુનાઓને માફ કરી દીધા.

આ સાંભળીને લોકોએ પૂછ્યું, 'હે અલ્લાહના રસૂલ (સલ્લ.) ! શું અમને પશુઓની સેવા કરવાથી પણ પુણ્ય મળશે ?' હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું, 'દરેક જીવની સેવા કરવામાં પુણ્ય મળશે.' (અર્થાત્ દરેક જીવની સેવા કરવાથી સવાબ -પુણ્ય મળશે.) (બુખારી, ભા-૩, કિતાબ ૬૪૬, નં. ૪૩)

● હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત મુહમ્મદ (સલ્લ.)એ મને કહ્યું, 'હે મારા વ્હાલા પુત્ર ! જો તારા માટે એ સંભવ હોય કે એવું જીવન વિતાવો, જેમાં કોઈના માટે તમારા હૃદયમાં કોઈ ખોટી ભાવના ન હોય, તો અવશ્ય એવું જીવન વિતાવો, અને આ જ મારા જીવનની રીત છે. જે મારી જેમ જીવશે તો એ વાતમાં કોઈ સંદેહ નથી કે તે મને પ્રેમ કરે છે, અને જે મને પ્રેમ કરશે, તે મારા સાથે સ્વર્ગમાં રહેશે.' (હદીસ - મુસ્લિમ)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે 'મુસલમાનોના શાસનમાં મુસલમાન શાસકોનું એ કર્તવ્ય છે કે બિનમુસ્લિમ પ્રજાના જાન, માલ અને સન્માનની રક્ષા કરે. જો કોઈ મુસલમાન કોઈ બિનમુસ્લિમની સંપત્તિ બળજબરીથી લઈ લે છે, અથવા તેનું શોષણ કરે છે, અથવા તેને કોઈ તકલીફ આપે છે, તો કયામતના દિવસે જ્યારે ઈશ્વરની સામે સૌને પોતાના કર્મોનો હિસાબ-કિતાબ આપવાનો હશે, એ દિવસે હું (હઝરત મુહમ્મદ) એ બિનમુસ્લિમના પક્ષમાં અલ્લાહના ન્યાયાલયમાં એ મુસલમાન વિરુદ્ધ કેસ લડીશ.' (અબૂ દાઉદ, સફીનાએ નજાત, ૧૫૧)

## પવિત્ર કુર્આનમાં યુદ્ધની શિક્ષા કેમ ?

● તમે જોયું કે ઇસ્લામમાં ક્યાંય હિંસાની શિક્ષા નથી.

તો પછી કુર્આનમાં એ આયતો કેમ છે, જેમાં

કાફિરો (વિધર્મીઓ)થી યુદ્ધ કરવાનું કહેવામાં આવ્યું છે ? આના ચાર કારણો નીચે મુજબ છેઃ

**ન્યાય** (Justice) :

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ જયારે અલ્લાહ (ઈશ્વર)નો સંદેશ લોકો સુધી પહોંચાડવાનું શરૂ કર્યું, તો હઝરત સુમૈયા (રદિ.)ને અને તેમના પરિવારે તેનો સહૃદય સ્વીકાર કર્યો અને તેઓ મુસલમાન બની ગયા.

મક્કાના લોકો અને વિશેષતઃ ધનવાનો અને સરદારો એવું નહોતા ઈચ્છતા કે કોઈપણ વ્યક્તિ ઈસ્લામ ધર્મનો સ્વીકાર કરે, અને જે મુસલમાન બની જતો તેને ભયંકર યાતનાઓ આપતા.

● આ લોકોએ હઝરત સુમૈયા (રદિ.), તેમનાં પતિ હઝરત યાસિર બિન આમિર (રદિ.) અને તેમનાં બે પુત્રોમાંથી એક પુત્રને યાતનાઓ આપીને શહીદ કરી દીધા.

● આ જ લોકોએ હઝરત ખબ્બાબ (રદિ.)ને ધોમ ધખતા તડકામાં અંગારાઓ પર સૂવડાવીને તેમની છાતી પર પથ્થર મૂકી દીધો. એ આગ તેમની પીગળતી ચરબીથી બૂઝાઈ ગઈ. હઝરત ખબ્બાબ (રદિ.)ના પ્રાણ તો બચી ગયા, પણ શેષ ઉંમર સુધી પીઠ પર કેવળ ચામડી અને હાડકાં હતા, માંસ તો બળી ચૂક્યું હતું.

● મક્કાના લોકો, જેઓ નહોતા ઈચ્છતા કે ઈશ્વરના સાચા સંદેશ મુજબ લોકો ચાલે, એ જ લોકોએ એક સહાબિયાને ઊંટના ચામડામાં બંધ કરીને સીલ કરી દીધા અને તડકામાં ફેંકી દીધા અને તેઓ તેમાં ત્રણ દિવસ સુધી તડપતા રહ્યા અને છેવટે મૃત્યુ પામ્યા.

● આવા સેંકડો લોકોને આ લોકો ખૂબ જ યાતનાઓ આપતા અને અત્યાચાર કરતા. આવા લોકો માટે અલ્લાહે (ઈશ્વરે) પવિત્ર કુર્આનમાં નીચે મુજબના આદેશો આપ્યા :

● ''અને જેઓ પોતાના ઉપર અત્યાચાર થયા પછી બદલો લે તો એવા લોકો વિરુદ્ધ કોઈ નિંદા નથી. નિંદા તો કેવળ એ લોકો માટે છે, જેઓ લોકો પર અત્યાચાર ગુજારે છે, અને ધરતી પર અનુચિત ઉપદ્રવ મચાવે છે. આ જ લોકો છે, જેમના માટે (નર્કમાં) દુઃખદાયી યાતના છે, અને જેઓ ધૈર્ય કરે અને ક્ષમા કરી દે તો નિશ્ચય જ એ મોટા સાહસના કામોમાંથી છે.''

(પવિત્ર કુર્આન, ૪૨:૪૧-૪૩)

● પવિત્ર કુર્આનની આ આયતોને ફરી એક વાર વાંચીને વિચાર કરો. આ આયતોમાં એવું કહેવામાં નથી આવ્યું કે તમે અવશ્ય બદલો લો; બલ્કે એવું કહેવામાં આવ્યું છે કે જો કોઈ બદલો લે તો કોઈ વાંધો નથી. પરંતુ વ્યક્તિગત સ્તરે મુસલમાનોને યાતનાઓ આપનારાઓને માફ કરી દેવાની શિક્ષા એમ કહીને આપવામાં આવી છે કે ક્ષમા કરી દેવું એ ખૂબ સાહસનું કામ છે.

**આત્મરક્ષા** (Self Defence) :

● જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.) મક્કાથી મદીના ચાલ્યા ગયા, ત્યારે પણ મક્કા-વાસીઓએ બે વખત મદીના પર હુમલો કર્યો, અને ત્રીજી વખત સમગ્ર પ્રદેશમાંથી ૧૦,૦૦૦ સૈનિકોને એકત્ર કરીને મદીના આક્રમણ કરી દીધું. મુસલમાનો માત્ર ૩,૦૦૦ હતા. તેઓ આટલી મોટી સેનાનો સામનો નહોતા કરી શકતા. તેથી તેમણે શહેરની સીમા પર ઊંડી ખાઈ (Trench) ખોદીને મદીના શહેરનો બચાવ કર્યો. પરંતુ આ તમામ કબીલાઓને, જેમણે એક જૂથ થઈને મદીના પર હુમલો કરી દીધો હતો. જો આ લોકોને ત્યારબાદ એક-એક કરીને પરાજિત ન કરવામાં આવતા, તો તેઓ એનાથી પણ મોટી સેના લઈને હુમલો કરી દેતા. તેથી ઈશ્વરે મુસલમાનોને તેમના સાથે લડવાનો આદેશ આ પ્રમાણે આપ્યો.

● ''હે ઈમાનવાળાઓ (એક ઈશ્વરને માનવાવાળાઓ) ! આ કાફિરોથી લડો, જેઓ તમારા આસપાસ છે, અને જરૂરી છે કે તેઓ તમારામાં સખ્તાઈ જૂએ, અને જાણી લો કે અલ્લાહ એ લોકોની સાથે છે, જેઓ અલ્લાહથી ડર રાખવાવાળા છે.'' (પવિત્ર કુર્આન, ૯:૧૨૩)

● આ આયતમાં કાફિરો (ઇન્કાર કરનારાઓ)થી ઈશ્વર યુદ્ધ કરવાનો આદેશ એટલા માટે આપી રહ્યો છે કે તેઓ મુસલમાનોને શક્તિશાળી સમજે અને હુમલો કરવા કે તેમને સતાવવા અને યાતનાઓ આપવાની હિંમત ન કરે. આ આત્મરક્ષા (Self Defence) ની એક રીત છે.

પરંતુ આ બિનમુસ્લિમો પર આમ હુમલો કરવાનો આદેશ નહોતો. તેમના વિશે નીચે દર્શાવેલ આદેશો પણ હતા.

● ઈશ્વર પવિત્ર કુર્આનમાં કહે છે કે - '(તમે યુદ્ધ કરો, પરંતુ) સિવાય એ બિનમુસ્લિમોના, જેમની સાથે તમે સંધિ કરી છે, પછી તેમણે તમારા સાથે કોઈ કમી નથી કરી અને ન તમારા મુકાબલામાં કોઈની સહાયતા કરી છે. તો તેમની સાથેના કરારને તેના નિયત સમય સુધી પૂરો કરો. નિઃસંદેહ, અલ્લાહ તેનાથી ડર રાખનારાઓથી પ્રેમ કરે છે.' (અર્થાત્ જેમણે પોતાની શાંતિ-સંધિને તોડી નથી તેમના સાથે ન લડો.) (પવિત્ર કુર્આન, ૯:૪)

● અલ્લાહ (ઈશ્વર) પવિત્ર કુર્આનમાં એ પણ કહે છે કે - 'અને જો બિનમુસ્લિમોમાંથી કોઈ વ્યક્તિ તમારા પાસે શરણ માગે, તો તેને શરણ આપો, ત્યાં સુધી કે તે અલ્લાહની વાણી (પવિત્ર કુર્આન) સાંભળી લે, પછી તેને તેના સુરક્ષિત સ્થાન પર પહોંચાડી દો. આ એટલા માટે કે આ એવા લોકો છે, જેઓ જાણતા નથી.' (અર્થાત્ તેમને જ્ઞાન નથી.) (પવિત્ર કુર્આન, ૯:૬)

● ઈશ્વરે પવિત્ર કુર્આનમાં એ પણ કહ્યું છે કે - 'લડો અલ્લાહના માર્ગમાં તેમના સાથે, જેઓ તમારાથી લડે છે, અને અતિરેક ન કરો. મહાન અલ્લાહ અતિરેક કરનારાઓને પ્રિય રાખતો નથી.' (પવિત્ર કુર્આન, ૨:૧૧૦)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પોતાના સાથીઓને કડક આદેશ આપ્યો હતો કે જેઓ શસ્ત્ર ન ઉઠાવે અને જેઓ વૃદ્ધ હોય તેને ન મારો, સ્ત્રીઓ અને બાળકોને પણ ન મારો, અને ન ફળ આપતા વૃક્ષોનો કાપો, અને ન કોઈને સળગાવો. (ઇબ્ને કસીર)

**<u>સમાજમાં કાનૂન વ્યવસ્થા બનાવી રાખવી :</u>**

(Enforcing Law and Order in Society)

● દેશમાં ક્યાંક રમખાણો થાય છે તો પોલીસ સૌપ્રથમ ત્યાં કરફ્યૂ લગાવી દે છે. જ્યારે લોકો કરફ્યૂની પરવા ન કરીને તોફાનો કરવાનું ચાલુ રાખે છે, તો પછી સરકાર પોલીસને આદેશ આપે છે કે, 'તોફાન કરનારને જૂઓ ત્યાં ગોળી મારો.' (Shoot at Sight.) કોઈના ઉપર કેસ ચલાવ્યા વગર જોતાં વેત જ ગોળી મારી દેવી એ કેવો ભયંકર કાનૂન છે. પરંતુ સમાજમાં શાંતિ બહાલ રાખવા માટે આ આવશ્યક છે. તેથી વિશ્વમાં તમામ દેશોમાં આ કાનૂન છે.

● આરબોના અમુક બર્બર કબીલા એવા હતા, જેઓ કોઈ ધર્મનું પાલન નહોતા કરતા અને ન કોઈ સંધિ (Peace Agreement)નું પાલન કરતા હતા. આ લોકો હંમેશા મુસલમાનોને મારી નાખવાનું વિચારતા રહેતા. એક વાર અઝલ વકારા કબીલાએ મદીના આવીને હઝરત મુહમ્મદ (સલ્લ.)ને કહ્યું કે અમે મુસલમાન બની ગયા છીએ. અમારા શિક્ષણ માટે વધારે મુસલમાનો અમારા કબીલામાં મોકલો. હઝરત મુહમ્મદ (સ.)એ તેમની વાતને સાચી માની અને પોતાના ૧૦

સાથીઓને તેમના સાથે મોકલી દીધા. એ લોકોએ રસ્તામાં રાઝીયાની પાસે આઠને મારી નાખ્યા અને બે વ્યક્તિને મક્કાવાસીઓને વેચી નાખી.

એ જ રીતે અબૂ બર્રા આમીર નજ્દના પ્રદેશમાં ઇસ્લામના શિક્ષણ માટે ૭૦ મુસલમાનોને હઝરત મુહમ્મદ (સલ્લ.) પાસેથી માગીને લઈ ગયો અને બિર માઉના સ્થળે કબીલા રિગલ અને કબીલા જાકુવાનની સાથે મળીને તેમાંથી ૬૯ ને ધોકાથી શહીદ કરી નાખ્યા. માત્ર એક સહાબી (સાથી) કોઈપણ રીતે બચીને આવી શક્યા.

આમ, જેમનો ન કોઈ ધર્મ હતો અને ન કર્મ, જેઓ બિલકુલ જાનવરો હતા, એવા લોકો માટે ઈશ્વરે નીચે મુજબના આદેશો આપ્યા :

● ''શું તમે નહીં લડો, એવા લોકોથી જેઓ પોતાની પ્રતિજ્ઞાઓ તોડી નાખે છે અને જેમણે રસૂલને દેશમાંથી કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો હતો અને અતિરેકની શરૂઆત કરનારાં એ જ લોકો હતા ? શું તમે તેમનાથી ડરો છો ? જો તમે ઈમાનવાળા છો, તો અલ્લાહ એનો વધારે અધિકારી છે કે તેનાથી ડરો.''(પવિત્ર કુર્આન,૯:૧૩)

● ''પછી જ્યારે હરામ (પવિત્ર) મહિનાઓ (એવા મહિનાઓ જેમાં યુદ્ધની મનાઈ છે) વિતી જાય, તો બિનમુસ્લિમોને જ્યાં જૂઓ કતલ કરી નાખો, અને તેમને પકડો, અને તેમને ઘેરી લો, અને દરેક ઘાત લગાવવાની જગ્યાએ તેમની તાકમાં બેસો. પછી જો તેઓ તૌબા (પાપ ન કરવાની પ્રતિજ્ઞા) કરે, નમાઝ કાયમ કરે અને ઝકાત આપે, તો તેમનો રસ્તો છોડી દો. નિ:સંદેહ, અલ્લાહ ખૂબ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.'' (પવિત્ર કુર્આન, ૯:૫)

(અરબી ભાષાના શબ્દ 'હરામ' નો અર્થ છે - પવિત્ર અને પ્રતિષ્ઠિત.)

● ઈશ્વરે આ આયતોમાં પણ અધર્મીઓને હંમેશા મારતા રહેવાનો આદેશ નથી આપ્યો, બલ્કે ત્યાં સુધી, જ્યાં સુધી તેઓ પશુતા (હિંસાવૃત્તિ અને આક્રમક વલણ) છોડી દે. જો તેઓ સુધરી જાય તો તેમનો પીછો છોડી દેવાનું કહેવામાં આવ્યું છે.

**જનકલ્યાણ :**

(For Freedom of Human being)

● અલ્લાહે (ઈશ્વરે) માનવજાતિના કલ્યાણ માટે પણ યુદ્ધ કરવાનું કહ્યું છે, જેનાથી ઈશ્વરને માનવાવાળાં લોકો અત્યાચારીઓની ગુલામીથી મુક્ત થઈને સંસાર-જગતમાં શાંતિ અને સન્માનનીય જીવન વિતાવી શકે, અને કોઈપણ પ્રકારનાં ભય અને અવરોધ વગર એક અલ્લાહ (ઈશ્વર)ની ઇબાદત (પ્રાર્થના અને ઉપાસના) કરી શકે. માનવ-જાતિના કલ્યાણ માટે કરવામાં આવતા યુદ્ધનો નિર્દેશ આપતી આયતો નીચે મુજબ છે :

● ''છેવટે શું કારણ છે કે તમે ઈશ-માર્ગમાં એ વિવશ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો માટે ન લડો, જેમને કમજોર સમજીને દબાવી લેવામાં આવ્યા છે અને જેઓ ફરિયાદ કરી રહ્યા છે કે, હે અમારા પ્રભુ-પાલનહાર ! અમને આ વસ્તીમાંથી બહાર કાઢ, જેના લોકો જાલિમ છે, અને પોતાના તરફથી અમારો કોઈ મદદગાર અને સહાયક ઊભો કરી દે.' (પવિત્ર કુર્આન, ૪:૭૬)

આમ, આવી જે પણ આયતો પવિત્ર કુર્આનમાં છે, તેના પાછળના કેટલાક કારણો છે, તેમનો અમુક સકારાત્મક ઉદ્દેશ્ય છે. નહિં તો ઇસ્લામે કોઈ નિર્દોષની હત્યા કરવાની શિક્ષા કદાપિ આપી નથી, બલ્કે નિર્દોષોની દરેક પ્રકારની રક્ષા કરવાની વાત કરી છે.

● પ્રથમ વિશ્વ-યુદ્ધમાં ૨ કરોડ લોકો માર્યા

ગયા. બીજા વિશ્વ-યુદ્ધમાં ૬ કરોડ લોકો મોતને ઘાટ ઉતરી ગયા. ઈ. ૨૦૦૦ માં અમેરિકા દ્વારા ઈરાક હુમલામાં ૨૦ લાખ લોકો માર્યા ગયા.

દરે વર્ષે મહારાષ્ટ્રમાં ૧,૫૦૦ ખેડૂતો આત્મહત્યા કરે છે. દર મહિને મુંબઈમાં ૪૫૦ લોકો ટ્રેનમાં કપાઈને મરે છે.

હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પોતાના જીવન-કાળમાં જેટલાં યુદ્ધો લડ્યા, તેમાં કેવળ ૧૦૧૮ લોકો માર્યા ગયા. (આમાં પણ આશરે અડધી સંખ્યા મુસલમાનોની છે.) આનાથી વધારે તો દર વર્ષે મહારાષ્ટ્રના ખેડૂતો આપઘાત કરે છે. તો શું તમે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ જે લડાઈઓ લડી તેને યુદ્ધ કહેશો ?

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ને અલ્લાહે (ઈશ્વરે) ૪૦ વર્ષે પયગંબરીનું કાર્ય સોંપ્યું. આપ ૬૩ વર્ષ સુધી જીવિત રહ્યા. પરંતુ ૫૫ વર્ષની વય સુધી (અર્થાત્ પ્રથમ ૧૫ વર્ષ સુધી) હઝરત મુહમ્મદ (સલ્લ.) અને બીજા મુસલમાનોને હથિયાર ઉઠાવવાની અનુમતિ નહોતી.

જો ઈશ્વરે તેમને બીજા આઠ વર્ષ હથિયાર ઉઠાવવાની અનુમતિ ન આપી હોત, તો આ ધરતી પર એક ઈશ્વરની ઉપાસના કરવાવાળો એક પણ વ્યક્તિ જીવિત ન હોત, અને એ ધર્મ જેની શિક્ષા આદમ (અલૈ.), નૂહ (અલૈ.), ઈબ્રાહીમ (અલૈ.), મૂસા (અલૈ.) અને અન્ય પયગંબરોએ માનવજાતને આપી હતી, તે ક્યારનોય સમાપ્ત થઈ ગયો હોત.

## <u>શ્રી કૃષ્ણજીનો આદેશ :</u>

● હિન્દુ ધર્મગ્રંથ 'મહાભારત' અનુસાર કર્ણ એક સજ્જન પુરુષ હતા. તેઓ અર્જુનના સૌથી મોટા ભાઈ હતા. તેઓ પાપી નહોતા અને શ્રી કૃષ્ણજીનો ખૂબ આદર કરતા હતા. પરંતુ મહાભારતના યુદ્ધમાં તેઓ દુર્યોધનના પક્ષમાં લડ્યા, જે ખોટા માર્ગે હતો.

● મહાભારતના યુદ્ધમાં એક વાર કર્ણના રથનું પૈડું માટીમાં ખૂંપી ગયું. કર્ણ શસ્ત્ર મૂકીને રથનું પૈડું માટીમાંથી કાઢવા લાગ્યો. એ જ વખતે કૃષ્ણજીએ અર્જુનને કર્ણની હત્યા કરવાની આજ્ઞા કરી. કર્ણએ પોતાના ભાઈ અર્જુનને કહ્યું કે નિયમથી યુદ્ધ કરો. (નિઃશસ્ત્ર પર હુમલો કરવો એ નિયમ વિરુદ્ધ હતું.) અર્જુનને લાગ્યું કે સંભવતઃ શ્રી કૃષ્ણજીએ તેને યુદ્ધના નિયમ વિરુદ્ધ નિઃશસ્ત્ર કર્ણની હત્યા કરવાનો આદેશ આપ્યો છે. જ્યારે અર્જુન થોડીક વાર રોકાઈને વિચારવા લાગ્યા, તો શ્રી કૃષ્ણજીએ કહ્યું :

''શું ધર્મ છે અને શું ધર્મ નથી, તેનો નિર્ણય કોણ કરશે ? આ નિર્ણય એ નહીં કરે, જે પોતે ખોટો છે અને ખોટા માર્ગ પર ચાલે છે. આ નિર્ણય એ કરશે, જે સત્ય-ધર્મની સ્થાપના માટે જીવે છે. તમારું યુદ્ધમાં પોતાના શત્રુની હત્યા કરવું ઉચિત છે, અને તમે એવું જ કરો.''

''એક ક્ષત્રીયનું જે ઉત્તરદાયિત્વ હોય છે, તેને યાદ રાખીને તમારે સમજવું જોઈએ કે તમારા માટે જે સૌથી સારું કાર્ય છે, તે છે સત્ય-ધર્મની સ્થાપના માટે યુદ્ધ કરવું. તેથી હે અર્જુન ! આ કામ કરવાથી પીછેહઠ ન કરો.

**(Geeta : Ch.V2, Vol-31)**

અને અર્જુને પોતાના નિઃશસ્ત્ર અને મોટા ભાઈ કર્ણની હત્યા કરી નાખી.

''સત્ય-ધર્મની સ્થાપના માટે યુદ્ધ કરો.'' આ ઉપદેશ અથવા આ શિક્ષા મોટાભાગના ધર્મોમાં છે, અને આ આતંકવાદ નથી. આતંકવાદ તો અન્યાયના કારણે પેદા થાય છે અને વધે છે. આ

યુગમાં સૌથી પહેલા આતંકવાદની શરૂઆત સ્કૉટલેંડથી થઈ હતી, કેમ કે સ્કૉટલેંડવાસીઓને લાગ્યું કે ઇંગ્લેન્ડ તેમના સાથે ન્યાય નથી કરી રહ્યું. પછી ફલસ્તિન (પેલેસ્ટાઈન)ના લોકોએ આતંકવાદને અપનાવ્યો. તેમને લાગ્યું કે અમેરિકા, ઇંગ્લેન્ડ અને ઇઝરાયલ તેમના સાથે ન્યાય નથી કરી રહ્યા. પછી આતંકવાદને શ્રીલંકાના લોકોએ અપનાવ્યો, કેમ કે તેમને સિંહાલી સરકારથી ફરિયાદ હતી.

● (Terrorism) આતંકવાદને સમાપ્ત કરવાનો એક જ ઉપાય છે અને તે છે સમાજમાં સૌની સાથે ન્યાય. ન સ્કૉટલેંડના ખ્રિસ્તીઓને, ન શ્રીલંકાના હિન્દુઓને અને ન ફલસ્તિનના મુસલમાનોને, કોઈના ધર્મએ તેમને આતંકવાદની શિક્ષા આપી નહોતી. આ તો સત્તાના લાલચુ રાજનેતાઓના દુષ્કર્મો છે, જેના કારણે આતંકવાદ પેદા થાય છે.

## કાફિર કોણ ?

'કાફિર' એટલે ન માનવાવાળો. જે પણ અલ્લાહ (ઈશ્વર)ના આદેશોને ખોટું કહેશે તે 'કાફિર' કહેવાશે. 'કાફિર' (ઇન્કાર કરનાર) કોઈપણ હોઈ શકે છે. ઉદાહરણ તરીકે, ઈશ્વરે કહ્યું, હઝરત મુહમ્મદ (સલ્લ.) પછી હવે કોઈ પયગંબર નહીં આવે. તે પછી મુસલમાનોમાંથી કોઈ સમૂહ એમ કહે કે હજુ પણ પયગંબર આવી શકે છે, તો તે લોકો પણ કાફિર (ન માનવાવાળા) કહેવાશે. પાકિસ્તાનના કેટલાક લોકો કાદિયાનીને પયગંબર માને છે. એ લોકો સ્વયંને મુસલમાન કહે છે, પરંતુ વિશ્વના તમામ મુસલમાનો તેમને કાફિર માને છે.

## મુશ્રિક કોણ ?

'મુશ્રિક' એટલે કે ઈશ્વરની સાથે કોઈ અન્યને પણ પૂજય અને શક્તિશાળી માનવાવાળો. આવા લોકો માત્ર બિનમુસ્લિમ જ નહિં, બલ્કે મુસલમાનો પણ હોઈ શકે છે.

જે વ્યક્તિ એમ કહે કે ઈશ્વર દુઆ (પ્રાર્થના) સાંભળે છે અને અમારી મુરાદો (ઇચ્છાઓ, આકાંક્ષાઓ) પૂરી કરે છે, પરંતુ આ પયગંબર, પૂજય સંત, મહાત્મા કે બાબા પણ અમારી મુરાદ (ઇચ્છા) પૂરી કરે છે, તો આ વાત ઈશ્વર સમાન બીજાઓને સમજવું છે. જો આવું કોઈ મુસલમાન માને તો તેવો મુસલમાન પણ 'મુશ્રિક' કહેવાશે.

આમ, કુર્આનમાં જેને 'કાફિર' અને 'મુશ્રિક' કહેવામાં આવેલ છે, તે ખ્રિસ્તી કે યહૂદી કે હિન્દુ જ નહીં, બલ્કે એ વ્યક્તિ છે, જે ઈશ્વરને ન માને અથવા તેના સાથે કોઈને ભાગીદાર બનાવે. દુનિયામાં એવા ઘણાં લોકો છે, જેઓ કાં તો ઈશ્વરને માનતા જ નથી, અથવા માને છે તો તેના સાથે અન્યને પણ સામેલ કરે છે. ધાર્મિક દૃષ્ટિએ આ ખોટું છે, જેની ઈશ્વરે મનાઈ કરી છે અને આવું કરવાવાળાઓને 'કાફિર' અથવા 'મુશ્રિક' કહેલ છે, અને આવા લોકો જ ઈશ્વરના ક્રોધ અને પ્રકોપ તથા નર્કની સજાને પાત્ર હશે.

હઝરત અબૂબક્ર રદિ. અને હઝરત ઉમર (રદિ.) એ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દેહાવસાન પછી એવા હજારો મુસલમાનોથી પણ યુદ્ધ કર્યું, જેઓ 'કાફિર' હતા (તે લોકો ઝકાત ન આપવાને કારણે અથવા જૂઠા પયગંબરને માનવાથી કાફિર બની ગયા હતા); તો 'કાફિર' અને 'મુશ્રિક' આ શબ્દોને કોઈ વિશેષ સમુદાય પોતાના માટે અપશબ્દ કે ગાળ ન સમજે.



# ૧૨. હઝરત મુહમ્મદ (સલ્લ.)ની ૧૨ પત્નીઓ કેમ હતી ?

● હવે આપણે ગેરસમજો અને લોકો ઉપર અત્યાચારના કારણે હઝરત મુહમ્મદ (સલ્લ.) પર મૂકવામાં આવેલ તેમનાં લગ્નથી સંબંધિત બીજા આરોપ વિશે જાણવાનો પ્રયત્ન કરીશું.

**હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ૧૨ લગ્નો કેમ કર્યા હતા ?**

● એકથી વધારે પત્નીઓ રાખવાની અનુમતિ બધા ધર્મોમાં છે. આ યુગમાં કેવળ એક પત્ની રાખવાનો જે કાનૂન છે, તે હિન્દુ કે ખ્રિસ્તી કે યહૂદી ધર્મનો નથી, બલ્કે તે નેતાઓએ બનાવેલ નિયમ છે.

● હિન્દુ ધર્મગ્રંથ અનુસાર શ્રી કૃષ્ણજીની ૧૬,૦૦૦ થી વધારે પત્નીઓ હતી. હઝરત સુલૈમાન (અલૈ.)ની ૯૯ પત્નીઓ હતી. રાજા દશરથજીની ચાર પત્નીઓ હતી.

આવા અસંખ્ય પયગંબરો અને રાજા-મહારાજાઓ થઈ ગયા છે, જેમને એકથી વધારે પત્નીઓ હતી.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ની બાર પત્નીઓ હશે એ હઝરત મુહમ્મદ (સલ્લ.)નું ભાગ્ય હતું, અને આ ભવિષ્યવાણી ૪૦૦૦ વર્ષ પૂર્વે જ અથર્વવેદમાં કરી દેવામાં આવી હતી. આ શ્લોક આ પ્રમાણે છે :

**उष्ट्रा यस्य प्रवाहिणो वधुमन्तों द्विर्दशा ।**
**वर्ष्मा रथस्य नि जिहीडते दिव ईषमाण उपस्पृशः ।**

(अथर्ववेद, कुन्ताप सूक्त : २०:२)

અર્થાત્ : જેની સવારીમાં બે સુંદર ઊંટણીઓ છે, અથવા જે પોતાની ૧૨ પત્નીઓની સાથે ઊંટ પર સવારી કરે છે. તેની પ્રતિષ્ઠા અને આદરની ઉચ્ચતા, પોતાની તીવ્ર ગતિથી આકાશને સ્પર્શીને નીચે ઉતરે છે.

(ભાષાંતર : ડૉ. એમ.એ. શ્રીવાસ્તવ, 'હઝરત મુહમ્મદ સલ્લ. ઔર ભારતીય ધર્મગ્રંથ' (હિન્દી) પૃ. ૧૫)

● જો કેટલાક લોકોને આ લગ્ન પાછળ એ ગેરસમજ હોય કે આમાં કામવાસનાનો અંશ સામેલ હતો, તો સ્પષ્ટ છે કે જો કોઈ વ્યક્તિ અતિશય કામુક હોય, તો બાળપણથી જ તેના વ્યવહાર અને ચરિત્રમાં કામવાસનાનું લક્ષણ દેખાય છે, અથવા તેના કાર્યો અને પ્રવૃત્તિઓમાં અશ્લીલતા જોવા મળે છે.

પરંતુ આજે મુસલમાનોથી વધારે બિનમુસ્લિમો હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ચરિત્રને જાણે છે, કેમ કે મુસલમાનો એ જ પુસ્તકો વાંચે છે, જે મુસલમાનો લખે છે, અને મુસલમાન લેખક પોતાના પયગંબરની બૂરાઈ કેમ લખશે ? જ્યારે કે ખ્રિસ્તી અને યહૂદી લેખક જો તે સજ્જન છે, તો સાચું લખશે, અને સાંપ્રદાયિક છે તો ઝેર ઘોળશે, અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ને બદનામ કરવાની યથાસંભવ કોશિશ કરશે.

પરંતુ આજ સુધી ઇતિહાસ સાક્ષી છે કે ચાહે કોઈ લેખક મુસલમાન હોય કે ખ્રિસ્તી કે યહૂદી કે કોઈપણ ધર્મનો હોય, ગમે તેટલો સાંપ્રદાયિક હોય અને તેના મગજમાં મુસલમાન માટે ગમે તેટલું વિષ ભરેલું હોય, તો પણ તે બધા મળીને હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પયગંબર થયા પહેલાંના ખરાબ ચરિત્ર કે આચરણનું એક પણ પ્રમાણ કે ઉદાહરણ નથી આપી શકતા.

જો હઝરત મુહમ્મદ (સલ્લ.)નું આચરણ સારું નહોતું, તો તેમના અશ્લીલ આચરણનું એક પણ ઉદાહરણ ઇતિહાસમાં કેમ નથી ? શું ઇતિહાસ-કારોથી કોઈ ભૂલ-ચૂક થઈ ગઈ છે અથવા એવું કોઈ ઉદાહરણ જ નથી ?

● હઝરત મુહમ્મદ (સલ્લ.) પયગંબર તો આ પૃથ્વી પર જન્મ લેતાં પહેલાં પણ હતા, પરંતુ આપ મનુષ્યના રૂપમાં જ્યારે પેદા થયા, તો 'આપ પયગંબર છે' એવું ઈશ્વરે આપને ૪૦ વર્ષની ઉંમરમાં બતાવ્યું હતું. ૪૦ વર્ષ સુધી હઝરત મુહમ્મદ (સલ્લ.) લોકોની વચ્ચે એક સાધારણ વ્યક્તિની જેમ રહ્યા.

પરંતુ આ સાધારણ જીવનમાં પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને લોકો મુહમ્મદ કહીને નહોતા બોલાવતા, બલ્કે આદરથી 'સાદિક' (સત્યનિષ્ઠ) અને 'અમીન' (પ્રમાણિક) કહીને બોલવતા હતા.

એવા યુવક પર, જેના પર અત્યધિક કામુક હોવાનો આરોપ છે, તેને લોકો 'સાદિક' અને 'અમીન' કેમ સમજતા હતા ?

● હઝરત મુહમ્મદ (સલ્લ.)નું લગ્ન હઝરત ખદીજા (રદિ.)થી ૨૫ વર્ષની ઉંમરમાં થયું, ત્યારે હઝરત ખદીજા (રદિ.)ની ઉંમર ૪૦ વર્ષ હતી અને તેઓ ત્રણ-ત્રણ વાર વિધવા થઈ ચૂક્યા હતા. હઝરત મુહમ્મદ (સલ્લ.) ૫૦ વર્ષની ઉંમર સુધી (અર્થાત્ લગ્ન પછી ૨૫ વર્ષ સુધી) આપે હઝરત ખદીજા (રદિ.)ની સાથે એક સુખી જીવન વિતાવ્યું. આપ બંનેને અલ્લાહે (ઈશ્વરે) બે સુપુત્રો અને ચાર સુપુત્રીઓ આપી.

● જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.) ૫૦ વર્ષના હતા, ત્યારે હઝરત ખદીજા (રદિ.)નું અવસાન થઈ ગયું. તેમના દેહાંત પછી ઘણા સમય સુધી આપ (સલ્લ.)એ લગ્ન ન કર્યા. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના મોટા સુપુત્રી (હઝરત ઝૈનબ રદિ.)ના લગ્ન થઈ ચૂક્યા હતા અને તેઓ પોતાના પતિગૃહે હતા. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દત્તક પુત્ર હઝરત ઝૈદ (રદિ.)ના પણ લગ્ન થઈ ચૂક્યા હતા અને તેઓ પોતાની પત્ની સાથે અલગ રહેતા હતા. આમ, હઝરત ખદીજા (રદિ.)ના અવસાન પછી હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ઘરમાં કેવળ ત્રણ નાની ઉંમરની સુપુત્રીઓ જ હતી. આખું મક્કા શહેર હઝરત મુહમ્મદ (સલ્લ.)નું દુશ્મન હતું. તેથી આપ (સલ્લ.)ના સાથીઓએ આપને બીજા લગ્ન કરવાનો આગ્રહ કર્યો. આપ (સલ્લ.)એ તેમની વાત માની લીધી અને એક વિધવા, જેમની ઉંમર ૬૫ વર્ષથી વધારે અને જેઓ ખૂબ સ્થૂળ શરીરના અને ઊંચા કદના હતા, તેમના સાથે લગ્ન કરી લીધા. તેમનું નામ હઝરત સૌદા (રદિ.) હતું અને તેમના સાથે અન્ય કોઈ પત્ની વગર ચાર વર્ષ વિતાવ્યા. (અર્થાત્ હઝરત સૌદા રદિ. એકલા જ આપની સાથે રહેતા અને કોઈ અન્ય પત્ની તેમના સાથે નહોતી.)

હઝરત મુહમ્મદ (સલ્લ.) પર આરોપ લગાવનારાઓને મારો એક પ્રશ્ન છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પોતાના પ્રથમ પત્નીના દેહાંત પછી આપ (સલ્લ.)એ તરત જ બીજા લગ્ન કેમ ન કર્યા ? અને જ્યારે આપ (સલ્લ.)એ લગ્ન કર્યા તો એક વૃદ્ધ વિધવા મહિલાથી કેમ કર્યા? અને તે પછી પણ ચાર વર્ષ સુધી એકલા જ કેમ તેમના સાથે રહ્યા ?

● પયગંબરના સ્વપ્નો અલ્લાહ (ઈશ્વર)ના આદેશો હોય છે. જેમ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ સ્વપ્નમાં જોયું અને પોતાના સુપુત્રની કુરબાની આપવાનો પ્રયાસ કર્યો. આ ઘટનાનું વર્ણન અથર્વવેદમાં 'પુરુષમેધા'ના નામથી કરવામાં આવેલ છે. (અથર્વવેદ, ૧૦:૨:૨૬) (તમે તેને મારા પુસ્તક 'પવિત્ર વેદ અને ઈસ્લામ ધર્મ'માં પણ જોઈ શકો છો.)

● એ જ પ્રમાણે અલ્લાહે (ઈશ્વરે) હઝરત મુહમ્મદ (સલ્લ.)ને સ્વપ્નમાં આઇશા (રદિ.)ને રેશમના કપડાંમાં તેમની દુલ્હનના રૂપમાં

બતાવ્યા હતા. આ ઈશ્વરનો આદેશ હતો. (આવો આદેશ કેમ આપ્યો હતો તેના વિશે અમે પછી ચર્ચા કરીશું.) તો જ્યારે લોકોએ આપની સામે હઝરત આઇશા વિશે પ્રસ્તાવ મૂક્યો, તો આપ (સલ્લ.)એ તેનો ઇન્કાર ન કર્યો. (આપ સલ્લ.એ સ્વયં તે પ્રસ્તાવ નહોતો મૂક્યો.)

● આપ (સલ્લ.)નાં નિકાહ હઝરત આઇશા (રદિ.) સાથે થઈ ગયા. તે વખતે હઝરત આઇશા (રદિ.) પુખ્ત હતા. પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લ.) હઝરત આઇશા (રદિ.)ને વિદાય કરીને પોતાના ઘરે નહોતા લાવ્યા. હઝરત આઇશા (રદિ.) લગ્ન પછી પણ ત્રણ વર્ષ સુધી પોતાના માતા-પિતાના ઘરે જ રહ્યા.

મારો પ્રશ્ન છે કે જો હઝરત મુહમ્મદ (સલ્લ.) અત્યધિક કામુક હોત તો તેમણે એક યુવા પત્નીને તેમના માતા-પિતાના ઘરે ત્રણ વર્ષ સુધી કેમ રહેવા દીધા ? થવું તો એ જોઈતું હતું કે લગ્નના તરત જ પછી તેમને વિદાય કરીને ઘરે લઈ આવતા, કેમ કે ઘરમાં જે પત્ની હતા, તેઓ એક વૃદ્ધ, સ્થૂળ શરીરવાળાં અને મોટા કદના મહિલા હતા. પરંતુ એવું ન થયું.

**<u>છેવટે કેમ ?</u>**

● હઝરત આઇશા (રદિ.) સાથે નિકાહ પછી હઝરત મુહમ્મદ (સલ્લ.)એ અન્ય ૯ લગ્નો ઉચિત કારણોના આધારે કર્યા. જો તમારો આરોપ છે કે તે બધાં કામેચ્છાના આધારે હતા, તો પછી બતાવો કે એ પત્નીઓથી અનેક સંતાનો કેમ ન થયા ? હઝરત ખદીજા (રદિ.)થી હઝરત મુહમ્મદ (સલ્લ.)ને છ સંતાનો હતા. અર્થાત્ આપ (સલ્લ.)માં કોઈ બીમારી નહોતી. (હઝરત મુહમ્મદ સલ્લ. Infertile નહોતા.) એ જ પ્રમાણે આપ (સલ્લ.)ની પત્નીઓમાં એકને છોડીને કોઈપણ કુંવારી નહોતી અને અમુકના પહેલાંના પતિથી બાળકો પણ હતા. અર્થાત્ તેઓ પણ વાંઝણી નહોતી. પરંતુ કેવળ હઝરત મારિયા (રદિ.)ને એક પુત્ર થયો અને અન્ય કોઈ પત્નીથી કોઈ સંતાન ન થયું. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પુત્રો જીવિત ન રહ્યા. પરંતુ પુત્રીઓ જીવિત રહી. પછી બધાને અનેક સંતાનો કેમ ન થયા ?

● તમે મારા એક પણ પ્રશ્નનો ઉત્તર દલીલની સાથે નથી આપી શકતા. હઝરત મુહમ્મદ (સલ્લ.) પર લગાવવામાં આવેલ તમામ આરોપો નિરાધાર અને ખોટા છે. આ 'સલમાન રુશ્દી' જેવા લોકોએ લગાવ્યા છે, જેમનું પોતાનું કોઈ ચરિત્ર નથી અને જેમના માથા પર સેક્સનું ભૂત સવાર રહે છે અને મગજમાં ધર્મ અને ઈશ્વરના વિરુદ્ધ ઝેર ભરેલું છે.

● હઝરત મુહમ્મદ (સલ્લ.) પર એ પણ આરોપ મૂકવામાં આવે છે કે, જ્યારે આપે હઝરત આઇશા (રદિ.) સાથે લગ્ન કર્યા ત્યારે તેમની વય માત્ર ૬ વર્ષ હતી.

● આ આરોપ પણ ખોટો છે. આ આરોપનું કારણ એ છે કે આ વાત હદીસના એક પુસ્તકમાં લખેલી છે.

● જે લોકો એમ કહે છે કે જે બુખારીમાં લખેલું છે એ જ સાચું છે, તો મારો તેમનાથી એ પ્રશ્ન છે કે હઝરત આઇશા (રદિ.) 'ઇલ્મે-નિસાબ' (Genealogy, વંશવિજ્ઞાન)નાં નિપુણ હતા. આ જ્ઞાન ઇતિહાસ જેવો એક વિષય છે, પરંતુ તેમાં વ્યક્તિને હજારો લોકોની વંશાવલી અને તેમનાં પૂર્વજોનું સંપૂર્ણ જ્ઞાન હોય છે. તેમને હજારો લોકોનાં નામ તેમનાં પૂર્વજોની સાથે યાદ હોય છે. આજે આપણે હઝરત મુહમ્મદ (સલ્લ.)થી હઝરત આદમ (અલૈ.) સુધી તેમનાં વંશના તમામ લોકોનાં નામ જાણીએ છીએ, તે આ જ 'વંશવિજ્ઞાન' (ઇલ્મે નિસાબ)ના કારણે જાણીએ છીએ.

હઝરત આઈશા (રદિ.) સાહિત્યમાં પણ નિપુણ હતા. તેમને અનેક શેર (કવિતાઓ) યાદ હતાં.

● ૬ વર્ષની ઉંમરમાં બાળક શાળામાં પહેલા ધોરણમાં હોય છે અને મહદ્અંશે તેને સારી રીતે ૧૦૦ સુધીની ગણતરી પણ નથી આવડતી. તો પછી ૬ વર્ષની વયમાં હઝરત આઈશા (રદિ.) 'ઈલ્મે-નિસાબ' અને સાહિત્યમાં નિપુણ કેવી રીતે થઈ ગયા ?

શું લગ્ન પછી તેમને કોઈ ટ્યૂશન કરાવતું હતું ? 'ઈલ્મે-નિસાબ' તો હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કોઈને નથી શીખવાડ્યું. તો તેમને આ જ્ઞાન કેવી રીતે મળી ગયું ?

લગ્ન સમયે તેઓ ૧૬ વર્ષ અને વિદાય વખતે તેઓ ૧૯ વર્ષના હતા. તેમના પિતા હઝરત અબૂબક્ર (રદિ.) આ જ્ઞાનમાં નિપુણ હતા અને તેમણે જ તે પોતાની સુપુત્રીને શીખવાડ્યું હતું.

● હઝરત અસ્મા (રદિ.) હઝરત આઈશા (રદિ.)નાં મોટા બહેન હતા અને તેમનાથી ૧૦ વર્ષ મોટા હતાં. હઝરત અસ્મા (રદિ.)નું મૃત્યુ ૧૦૦ વર્ષની વયે થયું, તે વખતે ઇસ્લામી વર્ષ હિ. ૭૩ પહેલાં મક્કાથી મદીના હિજરત કરવામાં આવી ત્યારે હઝરત અસ્મા (રદિ.)ની વય ૨૭ વર્ષ હતી. હઝરત આઈશા (રદિ.) હઝરત અસ્મા (રદિ.)થી ૧૦ વર્ષ નાના હતા, તેથી તે વખતે તેમની ઉંમર ૧૭ વર્ષ થઈ.

● હઝરત સલમાન નદવીએ પોતાના પુસ્તક 'સીરતે આઈશા' (પૃ.૧૫૩)માં લખ્યું છે કે હઝરત આઈશા (રદિ.)નું અવસાન ઈસ્લામી વર્ષ ૬૭ હિ.માં થયું અને તેઓ ૪૦ વર્ષ સુધી વિધવા રહ્યા. આ આંકડાઓથી પણ આપણને ખ્યાલ આવે છે કે વિધવા થતી વખતે તેમની ઉંમર ૨૭ હતી, તેથી લગ્ન વખતે હઝરત આઈશા (રદિ.)ની વય ૧૬ વર્ષ હતી.

● જો હઝરત આઈશા (રદિ.)નાં લગ્ન વખતે તેમની ઉંમર ૧૬ વર્ષ પણ માની લઈએ, તો પણ એ ખૂબ ઓછી છે. હઝરત મુહમ્મદ (સલ્લ.), જેઓ તે વખતે ૫૦ વર્ષના હતા, તેમણે એક ૧૬ વર્ષની કન્યાથી લગ્ન કેમ કર્યા ?

● પહેલી વાત તો એ છે કે આ સંબંધ સ્વયં હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પ્રસ્તાવથી નહોતો થયો. લોકોએ પ્રસ્તાવ મૂક્યો હતો. બીજી વાત એ છે કે સ્વપ્નમાં આપે જે જોયું એ એક પ્રકારનો હઝરત આઈશા (રદિ.)ની સાથે લગ્ન કરવાનો ઈશ્વરનો આદેશ હતો, જેને આપ ટાળી શકતા નહોતા.

● ઈશ્વરે એક ૧૬ વર્ષની કન્યાના લગ્ન ૫૦ વર્ષના પયગંબર સાથે કરવાનો આદેશ કેમ આપ્યો ?

● બાળક ૩ વર્ષની ઉંમરમાં Jr.KG.
૫ વર્ષની ઉંમરમાં Std-1,
૧૫ વર્ષની ઉંમરમાં Std-10,
૧૭ વર્ષની ઉંમરમાં Std-12,
૨૧ વર્ષની ઉંમરમાં Graduate,
૨૪ વર્ષની ઉંમરમાં Post Graduate,
૨૭ વર્ષની ઉંમરમાં Ph.D. પાસ કરે છે.

Ph.D. પાસ કર્યા પછી તે જીવનભર કોઈપણ વિદ્યાલયમાં સંપૂર્ણ કુશળતાથી વિદ્યાર્થીઓને શીખવાડી શકે છે.

● જે વાતો ૧૫ થી ૨૭ વર્ષની વયે શીખવામાં આવે છે, તે ૪૦ વર્ષ પછી ૬૭ વર્ષની ઉંમરમાં પણ સારી રીતે યાદ રહે છે, અને કોઈને પણ શીખવાડી શકાય છે; કેમ કે ઓછી ઉંમરમાં મગજને યાદ રાખવાની ક્ષમતા વધુ હોય છે. જો કોઈ વ્યક્તિ ૪૫ વર્ષની ઉંમરે કોઈ વાત યાદ કરવાની કોશિશ કરે, તો ન તે સારી રીતે યાદ કરી શકશે અને ન ૪૦ વર્ષ

પછી અર્થાત્ ૮૫ વર્ષની ઉંમરે તેનું શિક્ષણ કોઈને આપી શકશે.

● આ જ કારણસર ઈશ્વરે એક ૧૬ વર્ષની વિદ્યાર્થીની (હઝરત આઇશા રદિ.)નો પ્રવેશ વિશ્વ-વિદ્યાલય (હઝરત મુહમ્મદ સલ્લ.)ની પાસે કરાવી દીધો.

હઝરત આઇશા (રદિ.)એ ૧૬ વર્ષની ઉંમરથી ૨૭ વર્ષની ઉંમર સુધી હઝરત મુહમ્મદ (સલ્લ.)ને સારી રીતે વાંચ્યા, અને પછી હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દેહાવસાન પછી પણ ૪૦ વર્ષ સુધી હઝરત મુહમ્મદ (સલ્લ.)ની એક-એક વાત લોકોને બતાવતા રહ્યા. આમ, દેહાવસાન પછી પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)નું દિવસ-રાતનું જીવન પછીના ૪૦ વર્ષ સુધી લોકોની સામે જીવંત હતું.

હઝરત મુહમ્મદ (સલ્લ.) પુરુષ અને સ્ત્રી બંને માટે અલ્લાહનો સંદેશ લઈને આવ્યા હતા. પવિત્રતા પ્રાપ્ત કરવી પણ સ્ત્રી-પુરુષ બંનેની જરૂરત છે. સ્ત્રીની પ્રકૃતિ પુરુષથી ભિન્ન છે. તે માસિક-ધર્મ (ઋતુસ્રાવ) વખતે અશુદ્ધતામાંથી પસાર થાય છે, ઉપરાંત બાળકના જન્મ વખતે પણ તે આવી જ સ્થિતિમાં હોય છે. આ પ્રકારની સ્થિતિઓમાં તે કેવી રીતે પવિત્રતા પ્રાપ્ત કરે. આ સંદર્ભની વાતો સ્ત્રી જ બતાવી શકે છે. પુરુષ માટે એ સંભવ નથી. હઝરત મુહમ્મદ (સલ્લ.) સ્ત્રી અને પુરુષ બંને માટે અલ્લાહનો સંદેશ લઈને આવ્યા હતા, આ સંજોગોમાં સ્ત્રીની અંગત વાતો બતાવવા માટે એક એવી સ્ત્રીની જરૂર હતી, જેને પયગંબર બતાવી અને સમજાવી શકે. પત્ની દ્વારા આ કાર્ય સારી રીતે કરાવી શકાતું હતું. આ માટે અલ્લાહે એક એવી ઉંમરવાળી પત્ની પ્રદાન કરી, જે પયગંબરના જીવનમાં વધારે સમય સુધી રહીને તમામ વાતો શીખીને બીજી સ્ત્રીઓને શિખાવી શકે. આ જ કામ અલ્લાહે હઝરત આઇશા (રદિ.)થી લીધું.

● જે કંઈ ઇસ્લામ વિશે હદીસોના પુસ્તકોમાં લખ્યું છે, તેમાંથી ૩૦% ભાગ વિદ્વાનોએ હઝરત આઇશા (રદિ.)થી શીખ્યો છે.

આ જ કારણસર અલ્લાહે (ઈશ્વરે) હઝરત આઇશા (રદિ.)નું લગ્ન ઓછી ઉંમરમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)થી કરાવી દીધું.

● મૌલાના મુહમ્મદ ફારૂકખાંએ પોતાના પુસ્તક 'હઝરત આઇશા રદિ.કી શાદી ઔર અસલ ઉમર'માં એ વાતનું ઠોસ પ્રમાણ પ્રસ્તુત કર્યું છે કે હઝરત આઇશા (રદિ.)ની વય લગ્ન વખતે ૧૬ વર્ષ હતી. (Firdaus Publication, 1781, Hauz Suiwalan, New Delhi-110002)

● હઝરત મુહમ્મદ (સલ્લ.) પર એક આરોપ એ પણ છે કે તેમણે અચાનક હઝરત ઝૈદ (રદિ.)ના પત્ની હઝરત ઝૈનબ (રદિ.)ને જોયાં અને તેઓ તેમને સારા લાગ્યા. તેથી ઝૈદ (રદિ.)એ પોતાની પત્નીને તલાક આપી દીધી, અને હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તેમનાથી લગ્ન કરી લીધા.

● અન્ય આરોપોની જેમ આ આરોપ પણ ખોટો છે. તેનાં કારણો નીચે મુજબ છે :

● હઝરત ઝૈનબ (રદિ.) હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ફઈના દીકરી હતા. જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.) ૨૦ વર્ષના હતા ત્યારે તેમનો જન્મ થયો હતો.

● હઝરત ઝૈનબ (રદિ.) હઝરત મુહમ્મદ (સલ્લ.)ની સામે જ મોટા થયા હતા.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ના એક ગુલામ હતા, જેમનું નામ હઝરત ઝૈદ (રદિ.) હતું. તેઓ બાળપણથી જ આપના પાસે હતા. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તેમને આઝાદ કરીને પોતાના પુત્ર બનાવી લીધા હતા. જ્યારે બંને યુવાન થયા, તો આપ (સલ્લ.)એ પોતે બંનેના લગ્ન કરાવી દીધા. જો હઝરત ઝૈનબ

(રદિ.) હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ખૂબ પસંદ હતા, તો તેઓ સ્વયં તેમના સાથે લગ્ન કરી લેતા, ન કે હઝરત ઝૈદ (રદિ.)ના.

● હઝરત ઝૈનબ (રદિ.) સૌથી પ્રતિષ્ઠિત અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ના વંશમાંથી હતા અને હઝરત ઝૈદ (રદિ.) ગુલામમાંથી આઝાદ થયા હતા. વંશ અને કુટુંબના આ મોટા તફાવતના કારણે હઝરત ઝૈનબ (રદિ.) અને હઝરત ઝૈદ (રદિ.) વચ્ચે સ્વાભાવિક તણાવ રહેતો હતો, અને છેવટે હઝરત ઝૈદ (રદિ.)એ હઝરત ઝૈનબ (રદિ.)ને તલાક આપી દીધી.

● અરબ પ્રદેશમાં એક પરંપરા એ હતી કે તેઓ દત્તક પુત્રને પણ પોતાના સગા પુત્ર જેવો સમજતા હતા. પુત્રના પિતાની જગ્યાએ પોતાનું નામ લગાવતા અને તેને પણ સગા પુત્રની જેમ વારસામાં ભાગ આપતા.

● અલ્લાહ (ઈશ્વર)ને આવા રિવાજો નાપસંદ હતા. માનવી પોતાની મરજીથી ન પોતાનાં સગા પુત્ર-પુત્રીને પોતાની સંપત્તિથી બેદખલ કરી શકે છે, ન કોઈ પરાયાને પુત્ર-પુત્રી બનાવીને પોતાના વારસામાં ભાગ આપી શકે છે.

● લગ્ન-વિવાહ માટે જે સંબંધો યોગ્ય અને કાયદેસર છે, તો તે પણ દત્તક પુત્ર-પુત્રી બનાવવાથી અયોગ્ય નહીં બની જાય.

● દત્તક સંબંધોનું કોઈ મહત્ત્વ નથી. સમાજના લોકોના મનમાં આ વાતને ઊંડે સુધી બેસાડવા માટે ઈશ્વરે હઝરત ઝૈનબ (રદિ.) અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ના લગ્ન કરાવી દીધા. નહિં તો પુત્રની પત્ની (અર્થાત્ પોતાની વહુ)થી પિતા લગ્ન કરી શકતો નથી.

● હઝરત મુહમ્મદ (સ.)ના બાર લગ્નોમાંથી આ જ એક લગ્ન છે, જે ધરતી પર નહીં, બલ્કે સ્વર્ગમાં થયા હતા; જેમ કે હઝરત આદમ (અલૈ.) અને હઝરત હવ્વા (અલૈ.)એ કર્યા હતા. એ જ રીતે હઝરત મુહમ્મદ (સલ્લ.) અને હઝરત ઝૈનબ (રદિ.)ના લગ્ન પણ સ્વયં અલ્લાહે (ઈશ્વરે) કર્યા હતા. આ લગ્નનું વર્ણન કુર્આનમાં આ પ્રમાણે છે :

''હે પયગંબર ! યાદ કરો તે પ્રસંગ જ્યારે તમે તે માણસને કહી રહ્યા હતા, જેના પર અલ્લાહે અને તમે ઉપકાર કર્યો હતો કે 'પોતાની પત્નીને ન છોડ અને અલ્લાહથી ડર.' તે વખતે તમે પોતાના હૃદયમાં તે વાત છુપાવી રહ્યા હતા જેને અલ્લાહ ખોલી નાખવા માગતો હતો. તમે લોકોથી ડરી રહ્યા હતા,*જો કે અલ્લાહ તેનો વધુ હક્ક ધરાવે છે કે તમે તેનાથી ડરો. પછી જ્યારે ઝૈદ તેના સાથે પોતાની જરૂરત પૂરી કરી ચૂક્યો તો અમે આ (તલાકશુદા)ના તમારા સાથે નિકાહ કરી દીધા જેથી ઈમાનવાળાઓ પર પોતાના દત્તક પુત્રોની પત્નીઓના મામલામાં કોઈ તંગી ન રહે, જ્યારે કે તેઓ તેમનાથી પોતાની જરૂરત પૂરી કરી ચૂક્યા હોય, અને અલ્લાહનો આદેશ તો વ્યવહારમાં આવવો જ જોઈતો હતો.'' (પવિત્ર કુર્આન, ૩૩:૩૭)

(*જ્યારે આપને ખબર પડી કે તલાક પછી અલ્લાહ હ. ઝૈનબથી આપના લગ્ન કરવાનો ઈરાદો રાખે છે, તો આપ ગભરાઈ ગયા કે લોકો શું કહેશે અને આનાથી ખૂબ બદનામી થશે. આપ ઈચ્છતા હતા કે તલાક ન થાય અને અલ્લાહ ઈચ્છતો હતો કે આ પ્રથા આપના દ્વારા તૂટે, અને એ જ થયું જે અલ્લાહ ઈચ્છતો હતો.)

● હઝરત ઝૈનબ (રદિ.)ને તેમના ઘરમાં જે અચાનક જોવાની વાત છે, તો એ વાત પણ ખોટી છે. તેનાં કારણો નીચે મુજબ છે :

● અલ્લાહે (ઈશ્વરે) પવિત્ર કુર્આનમાં આદેશ આપ્યો છે કે કોઈના ઘરમાં સલામ કર્યા વગર અને પરવાનગી લીધા વગર દાખલ ન થાઓ.

(પવિત્ર કુર્આન, ૨૪:૨૬-૨૭)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું છે કે, પોતાની માતાના રૂમમાં જવું હોય તો પણ બહારથી પરવાનગી લો, તે પછી જ અંદર પ્રવેશ કરો. (ઈમામ માલિક, મુન્તખબ અબ્વાબ, હ. ૭૫૪)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ફરમાવ્યું કે, જ્યારે કોઈના ઘરે જવું હોય તો સલામ કરવા અને પરવાનગી મેળવવા બરાબર દરવાજાની સામે ઊભા ન રહો, બલ્કે દરવાજાથી એક બાજુ હટીને ઊભા રહો, જેથી કોઈ મહિલા પરદા વગર પણ દરવાજો ખોલી દે, તો તમે તેને જોઈ ન શકો. (અબૂ દાઉદ, મુન્તખબ અબ્વાબ, ભા-૧, નં. ૭૫૩)

● અલ્લાહે (ઈશ્વરે) પવિત્ર કુર્આનમાં કહ્યું છે કે ઈશ્વરને એ વાત સખત નાપસંદ છે કે કોઈ બીજાઓને ઉપદેશ આપે અને સ્વયં તેના પર અમલ ન કરે. (પવિત્ર કુર્આન, ૬૧:૩) આમ, કુર્આનના આદેશાનુસાર હઝરત મુહમ્મદ (સલ્લ.) જેનો ઉપદેશ બીજાઓને કરતા હતા, તેના પર પહેલાં પોતે અમલ કરતા હતા.

● આ રીતે કોઈ મહિલાને તેના ઘરમાં હઝરત મુહમ્મદ (સલ્લ.) દ્વારા જોવાનો પ્રશ્ન જ ઊભો થતો નથી, અને હઝરત ઝૈનબ (રદિ.)ને તો હઝરત મુહમ્મદ (સલ્લ.) તેમના જન્મથી જોઈ રહ્યા હતા; તો અચાનક પસંદ કરવાનો સવાલ જ ક્યાં ઊભો થાય છે, અને હઝરત મુહમ્મદ (સલ્લ.)એ જ તેમના પહેલા નિકાહ હઝરત ઝૈદ (રદિ.) સાથે કરાવ્યા હતા. જો આપ ઇચ્છતા તો પહેલાં જ તેમનાથી લગ્ન કરી લેતા.

● આમ, હઝરત મુહમ્મદ (સલ્લ.) પર આ આરોપ પણ દુશ્મનોએ લગાવ્યો છે, જેઓ આપ (સલ્લ.)ને બદનામ કરવા ચાહે છે.

## આપના બીજા કેટલાક લગ્નોનો હેતુ :

● હઝરત ઉમ્મે સલમા (રદિ.) અને તેમનાં પતિ મક્કામાં યાતનાઓ સહન કરીને તંગ આવી ગયા હતા. તેથી મદીના હિજરત કરવાની ઇચ્છા કરી અને મદીના જવા માટે પોતાના ઘરથી નીકળી ગયા. રસ્તામાં હઝરત ઉમ્મે સલમા (રદિ.)ના કબીલાવાળાઓએ રોકી લીધા અને તેમના પતિને કહ્યું કે જો તમે જવા માગો તો જાઓ, પણ અમારા કબીલાની છોકરીને મદીના નથી લઈ જઈ શકતા. તે લોકોએ હઝરત ઉમ્મે સલમા (રદિ.) અને તેમનાં દૂધ પીતા બાળકને રોકી લીધા અને તેમનાં પતિ રડતાં-રડતાં મદીના ચાલ્યા ગયા.

● જ્યારે તેમના પતિના કબીલાને આ વાતની ખબર પડી તો તેઓ ખૂબ ક્રોધિત થયા અને તેમણે કહ્યું કે જો છોકરી તમારી છે, તો તેના ખોળામાં જે બાળક છે, તેના પર પિતાનો વધારે અધિકાર છે, તેથી તે અમારા કબીલામાં રહેશે, અને તેઓ બાળક છીનવીને લઈ ગયા.

● હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ જ્યારે પતિ અને બાળક બંને ખોઈ નાખ્યા, તો દરરોજ, જે જગ્યાએ તેઓ પતિથી અલગ થયા હતા, તે જગ્યા પર જઈને સવારથી સાંજ સુધી રડતા રહેતા. આવું એક વર્ષ સુધી ચાલ્યું. છેવટે કોઈને દયા આવી ગઈ અને તેમણે ઉમ્મે સલમા (રદિ.)ને બાળક પાછું આપી દીધું અને મદીના જવાની પરવાનગી આપી દીધી.

● હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ એકલા ૪૦૦ કિ.મી.ની મુસાફરી પગપાળા કરી અને મદીના પહોંચ્યા અને પોતાના પતિના સાથે રહેવા લાગ્યા. પરંતુ તેમને મદીના આવ્યે હજુ એક વર્ષ પણ નહોતું થયું અને તેઓ વિધવા થઈ ગયા. તે વખતે દુશ્મનોએ મદીનાવાળાઓને ઘેરી રાખ્યા હતા. લોકો પોતાનો સામાન વેચવા માટે બીજા શહેરમાં જઈ નહોતા શકતા. તેથી લોકોની આર્થિક સ્થિતિ ખૂબ જ ખરાબ હતી. આવા સમયે એક વિધવા અને તેના બાળકને

કોઈ કેટલા દિવસ સુધી સહારો આપતું.

● હઝરત ઉમ્મે સલમા (રદિ.)ને એક સન્માનનીય જીવનનો અવસર આપવા માટે આપ (સલ્લ.)એ તેમનાથી લગ્ન કર્યા.

● ઉમ્મે હબીબા (રદિ.) અબૂ સુફિયાનની પુત્રી હતા. અબૂ સુફિયાન મક્કાના મોટા સરદાર હતા અને રાજા જેવું સ્થાન હતું. તેઓ મુસલમાનોના કટ્ટર દુશ્મન હતા. મક્કાવાસી-ઓથી મુસલમાનોના જેટલાં પણ યુદ્ધો થયા, તે બધામાં અબૂ સુફિયાન જ સેનાપતિ હતા. જ્યારે તેમની પુત્રી મુસલમાન થઈ, તો તેના પર મુસીબતોનો પહાડ તૂટી પડ્યો. પુત્રીનો પિતા તેનો દુશ્મન થઈ ગયો. ઉમ્મ હબીબા (રદિ.) લાચાર થઈને પોતાના પતિ ઉબૈદુલ્લાહ ઇબ્ને જહશની સાથે હબ્શા (ઇથોપિયા), જે સાઉદી અરબથી સમુદ્રના પેલે પાર આફ્રિકામાં છે, ત્યાં ચાલ્યા ગયા. થોડાક દિવસ થયા હતા કે તેમના પતિનું અવસાન થઈ ગયું. મક્કાની રાજકુમારી આફ્રિકામાં નિઃસહાય અને લાચાર થઈ ગઈ. મક્કા પાછા ફરે તો પિતા તેમનાં પ્રાણનો દુશ્મન. આફ્રિકામાં ન કોઈ પરિચિત હતું, ન રોજીરોટીનો સહારો. આગળ સિંહ અને પાછળ ખીણવાળી સ્થિતિ હતી. આવી સ્થિતિમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)એ તેમને સહારો આપ્યો અને તેમનાથી લગ્ન કરી લીધા.

● આમ, આપ (સલ્લ.)એ જેટલાં લગ્નો કર્યા, તેનો કોઈને કોઈ ઉદ્દેશ્ય હતો. કેટલાક મહત્ત્વપૂર્ણ કારણો હતા, જે સંભવ છે કે આપણે સમજી ન શકીએ અને તે આપણી સમજથી બહાર હોય, કેમ કે આપણે 21 મી સદીમાં રહીએ છીએ અને આ 7 મી સદીની વાત છે. તે વખતની સામાજિક સ્થિતિ, રીત-રિવાજ, લોકોની મજબૂરીઓ, સામાજિક સુરક્ષા વગેરેનું અનુમાન અત્યારે આપણે લગાવી શકતા નથી.

કેવળ એક વાત યાદ રાખો કે એક વ્યક્તિ પાપ કરીને પયગંબર નથી રહી શકતો. તે કાં તો પાપી હશે કે પછી પયગંબર. બંને એક સાથે નહીં. હઝરત મુહમ્મદ (સલ્લ.) એક સાચા પયગંબર હતા અને આપ (સલ્લ.)એ ક્યારેય કોઈ ખોટું કામ કર્યું નથી.

● જયપુરના રાજા માનસિંગે બાર લગ્ન કર્યા હતા, અને તે બધી રાણીઓને એક સાથે રાખવી તેમના માટે રાજ્ય કરવાથી વધારે કઠિન હતું. પરંતુ રાજ્યમાં એકતા અને સુરક્ષા માટે તેમણે નાના-નાના સરદારોથી મિત્રતા કરવી જરૂરી હતી. તેથી બધાની પુત્રીઓથી લગ્ન કર્યા અને રાજ્યમાં શાંતિ બનાવી રાખવામાં સફળ થયા.

● તેમના રાજમાં શાંતિ તો થઈ ગઈ, પણ ઘરમાં શાંતિ બહાલ રાખવી તેમના માટે ખૂબ જ કઠિન હતું. તેથી જ્યારે પણ કોઈ રાણી એક શબ્દ પણ મોઢામાંથી કાઢતી, તો એક મુન્શી તેને લખતો રહેતો, અને જો એ રાણીએ કોઈ ખોટી વાત કહી દીધી, તો સજાના રૂપમાં તેણીએ કેટલુંક અનાજ ઘંટી ચલાવીને દળવું પડતું. ઘરમાં જો બે રાણીઓ લડી પડતી, તો તેમનાં પરિવારજનો પણ લડી પડતા.

● આમ, ન કેવળ માનસિંગ માટે, બલ્કે દરેક વ્યક્તિ માટે બે પત્નીઓ વચ્ચે શાંતિ બનાવી રાખવી, અને ન્યાય કરવો ખૂબ જ મુશ્કેલ છે, અને તેમાં આનંદથી વધારે પરેશાની છે.

તેથી જો પયગંબર આવું કરે છે, તો તે કોઈ વિશેષ ઉદ્દેશ્યથી જ કરે છે.

જયપુરમાં આમેર કિલ્લો (Amer Fort)માં આજે પણ બાર રાણીઓના મહેલ મોજૂદ છે. તમે જ્યારે પણ જયપુર જાઓ, આ ઐતિહાસિક કિલ્લો અવશ્ય જોજો.



# ૧૩. અગ્નિનું રહસ્ય શું છે ?

● અગ્નિને સમજવા માટે આપણે પહેલા પવિત્ર વેદોના શ્લોકોનું અધ્યયન કરીશું. તે પછી પવિત્ર કુર્આનની આયતોનું અધ્યયન કરીશું અને આ રહસ્યને જાણવાનો પ્રયત્ન કરીશું કે છેવટે અગ્નિ કોણ છે ?

**પવિત્ર વેદોનાં શ્લોક :**

આપણે પવિત્ર વેદોના નિમ્નલિખિત શ્લોકોનું અધ્યયન કરીશું :

● ઋગ્વેદનો પહેલો શ્લોક છે કે -
''સર્વ પ્રશંસા અને પ્રાર્થના અગ્નિ માટે છે.'' (ઋગ્વેદ, ૧:૧:૧)

● હે અગ્નિ ! તમે જ લોકોની મનોકામનાને પૂરી કરો છો. તમે જ પ્રાર્થનાને યોગ્ય છો. તમે જ વિષ્ણુ, બ્રહ્મા અને બૃહસ્પતિ છો. (ઋગ્વેદ, ૨:૧:૩)

● મિત્ર, વરુણ, અગ્નિ, ગુરુ, યામ, વાયુ એ એક જ શક્તિના નામ છે. વિદ્વાન એક ઈશ્વરને તેના વિશેષતાના આધારે અલગ-અલગ નામથી પોકારે છે. (પવિત્ર કુર્આન, ૨૯:૩)

● ઉપર લખેલ શ્લોકો એ સ્પષ્ટ કરે છે કે અગ્નિ એ ઈશ્વરનું જ નામ એક નામ છે, જે તેની વિશેષતા અનુસાર છે.

હવે આપણે પવિત્ર વેદોના બીજા કેટલાક શ્લોકોનું અધ્યયન કરીએ છીએ.

● ''અમે અગ્નિને દૂત પસંદ કર્યો છે.'' (ઋગ્વેદ, ૧:૧૨:૧)

● ''હે અગ્નિ ! મનુએ તમને પયગંબરના રૂપમાં સ્વીકાર કર્યા છે.'' (ઋગ્વેદ, ૧:૧૩:૪)

● અગ્નિ એ મનુષ્ય છે, જે ઈશ્વરની પ્રાર્થના કરનારાઓથી પ્રસન્ન થાય છે. (ઋગ્વેદ, ૧:૩૧:૧૫)

● અગ્નિને કેવળ વિદ્વાન ઓળખી શકશે. (ઋગ્વેદ, ૧૦:૭૧:૩)

● જ્ઞાનમંથનથી અગ્નિનું રહસ્ય ખુલશે, અને તેના પર જ તમારી મુક્તિ નિર્ભર છે. અગ્નિને માનીને જ તમે લોકો વિશ્વના સરદાર (ઈમામ) બનશો. (ઋગ્વેદ, ૧:૩૧:૧૫)

● અગ્નિના રહસ્યની શોધ મરુત ગણ (અર્થાત્ રણના લોકો) કરશે. (ઋગ્વેદ, ૩:૩:૫)

● જ્યારે અંતિમ મશાલ (પવિત્ર કુર્આન)ને પહેલી મશાલ (પવિત્ર વેદ) પર મૂકવામા આવશે તો જ અગ્નિનું રહસ્ય ખુલશે. (ઋગ્વેદ, ૩:૨૯:૩)

**પવિત્ર કુર્આનની આયતો :**

પવિત્ર કુર્આનની પહેલી આયત (પહેલું પદ) છે કે, ''સર્વ પ્રશંસા એક ઈશ્વર માટે છે, જે સમગ્ર બ્રહ્માંડનો સ્વામી છે.'' (પવિત્ર કુર્આન, ૧:૧)

● ''હઝરત ઈસાએ કહ્યું, હે બની ઈસરાઈલ! (યહૂદી સમુદાય) હું એક પયગંબરના, મારા પછી આગમનની શુભ-સૂચના આપું છું, જેનું નામ 'અહમદ' છે.'' (પવિત્ર કુર્આન, ૬૧:૬)

● ''મુહમ્મદ કોઈ પુરુષના પિતા નથી અને તેઓ અંતિમ પયગંબર છે.'' (પવિત્ર કુર્આન, ૩૩:૪૦)

● હે મુહમ્મદ ! જલ્દી અમે (ઈશ્વર) તમને મહમૂદની પદવી આપીશું.'' (પવિત્ર કુર્આન, ૧૭:૭૧)

● અલ્લાહ (ઈશ્વર) પવિત્ર કુર્આનમાં કહે છે, ''અમે પ્રત્યેક જીવને પાણીથી ઉત્પન્ન કર્યો છે.'' (પવિત્ર કુર્આન, ૨૧:૩૦)

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે જો હઝરત મૂસા પણ આજે જીવિત હોત તો મને પયગંબર માન્યા વગર તેમને પણ મુક્તિ ન મળતી.'' (તિરમિઝી ૧૪૧:૩, અહમદ ૩૩૮:૪)

● કુર્આનની આ આયતોમાં જે વાત આપણને યાદ રાખવાની છે, તે એ છે કે એક જ મહા-પુરુષને અલ્લાહે (ઈશ્વરે) ત્રણ નામથી યાદ કર્યા છે - અહમદ, મુહમ્મદ અને મહમૂદ.

અહમદ, આ નામ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ધરતી પર જન્મથી પહેલાંનું નામ છે. આ ધરતી પર આપનું નામ મુહમ્મદ (સલ્લ.) છે. આગામી સમયમાં (પરલોકમાં) આપને મહમૂદનું પદ મળશે.

## હવે આપણે પુનઃ હિન્દુ ધર્મના ગ્રંથોનું અધ્યયન કરીશું :

● અમે આ જ પુસ્તકમાં આનાથી અગાઉ જોયું હતું કે ઈશ્વર પોતાના વિશિષ્ટ (Feature) નામોથી પયગંબરોને પણ સંબોધિત કરે છે - રહીમ, ગફૂર, જે ઈશ્વરના નામો છે. આનાથી તેણે પવિત્ર કુર્આનમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ને યાદ કરેલ છે. બ્રહ્મા પણ ઈશ્વરનું નામ છે. આ નામથી તેણે ભવિષ્યપુરાણમાં હઝરત આદમ (અલૈ.) અને અથર્વવેદમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને યાદ કરેલ છે.

એ જ પ્રમાણે અગ્નિ પણ ઈશ્વરની એક વિશેષતા છે, અને આ નામથી પણ તેણે એક પયગંબરને ઋગ્વેદમાં યાદ કરેલ છે. પરંતુ આ કોણ છે ? એ જાણવા માટે આપણે પવિત્ર વેદોના અમુક શ્લોકોનું ફરીથી અધ્યયન કરીશું.

● હે અગ્નિ ! અમે તમારા ત્રણેય રૂપોને જાણીએ છીએ. જ્યાં તમારું ઠેકાણું છે એ સ્થાનને પણ જાણીએ છીએ. અમે તમારા ગુપ્ત નામો અને તમારા જન્મ-સ્થાનને પણ જાણીએ છીએ. જ્યાંથી આવ્યા છો તેને પણ જાણીએ છીએ. (ઋગ્વેદ, ૧૦:૪૫:૨)

● અગ્નિ સ્વર્ગ-લોકમાં વીજળીના રૂપમાં પહેલી વાર પ્રગટ થયા. બીજી વાર તેઓ માનવ-જાતિમાં પ્રગટ થયા, ત્યારે તેઓ જાતવેદ (જન્મથી જ જ્ઞાની) કહેવાયા. ત્રીજી વાર તેઓ જળમાં પ્રગટ થયા. માનવ-જાતિનું કલ્યાણ કરનારાં હંમેશા સફળ રહે છે. (ઋગ્વેદ, ૩:૨૯:૧૧)

● જે અગ્નિનું અનંત રૂપ કદાપિ નષ્ટ નથી થતું, તેને શરીર વગરની આત્મા કહે છે. જ્યારે તે શરીર ધારણ કરે છે, ત્યારે અસૂર (સૌથી અંતે આવનાર) અને નરાશંસ કહેવાય છે, અને જ્યારે બ્રહ્માંડને પ્રજ્વલિત કરે છે તો માતરેશવા હોય છે, અને તે વખતે તેઓ હવાની જેમ (સૌને લાભ પહોંચાડનાર) હોય છે. (ઋગ્વેદ, ૩:૨૧:૧૧)

● જો આપણે આ શ્લોકોનું વિશ્લેષણ કરીશું તો આપણને કોઈ મહાપુરુષની ચાર અવસ્થાઓની જાણકારી મળે છે.

૧) પહેલી અવસ્થામાં તેઓ વીજળીની જેમ જન્મ લે છે. તે વખતે તેમનું નામ અગ્નિ હોય છે.

૨) તેમનો બીજો જન્મ મનુષ્ય (આત્મા)ના રૂપમાં હોય છે. તે વખતે તેમનું નામ જાતવેદ (જન્મથી જ જ્ઞાની) હોય છે.

મનુષ્ય વાસ્તવમાં એક આત્મા છે. તે પૃથ્વી પર કેવળ શરીર ધારણ કરે છે, અને દેહાંત પછી ફરીથી પરલોક ચાલ્યો જાય છે. તેથી જ્યારે કોઈ મૃત્યુ પામે છે, તો તેની લાશને જોઈને કોઈ એમ નથી કહેતું કે આ વ્યક્તિ પડ્યો છે, બલ્કે કહે છે કે તેનું શબ પડ્યું છે. તેથી અહીં મનુષ્યના રૂપમાં પેદા થવાનો અર્થ એ છે કે વીજળીના આકારથી મનુષ્યની આત્માનું રૂપ લેવું.

૩) મહાપુરુષનો ત્રીજો જન્મ પાણીમાં થાય છે. તે વખતે તેનું નામ અસૂર અને નરાશંસ હોય છે.

પાણીમાં જન્મ લેવાનો અર્થ છે, શરીર ધારણ કરવું; કેમ કે સમસ્ત પ્રાણીઓને ઈશ્વરે પાણીથી પેદા કર્યા છે (પવિત્ર કુર્આન, ૨૧:૩૦) અને દરેક મનુષ્યનું શરીર ૬૫% પાણી જ હોય છે.

૪) મહાપુરુષનું ચોથું રૂપ પરલોકમાં ફરીથી પ્રગટ થશે. તે વખતે તેનું નામ માતરેશવા હશે, અને તે સૌનું કલ્યાણ કરશે.

## હવે આપણે ફરીથી ઈસ્લામી ગ્રંથોનું અધ્યયન કરીશું :

● હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે અમે એક વાર હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પૂછ્યું,

''હે અલ્લાહના પયગંબર ! આપ ક્યારે પયગંબર બન્યા ?'' તો આપ (સલ્લ.)એ ફરમાવ્યું, ''હું એ વખતે પણ પયગંબર હતો જયારે હઝરત આદમ (અલૈ.) પોતાના આત્મા અને શરીરની વચ્ચે હતા. (તિરમિઝી, મિશ્કાત, બામ સય્યદુલ મુરસલીન, ફસ્લ : સાની)

● અર્થાત્ જ્યારે ઈશ્વર પ્રથમ મનુષ્ય હઝરત આદમ (અલૈ.)ને બનાવી રહ્યો હતો, ત્યારે પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)નું અસ્તિત્વ પયગંબરના રૂપમાં હતું.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું : ''અલ્લાહે સૌપ્રથમ મારું નૂર બનાવ્યું હતું.''
(મરકતબ દફતર, ભા-૩)

● કુર્આનમાં ઈશ્વર કહે છે કે અમે હઝરત મુહમ્મદ (સ.)ને 'રહમતુલ-લિલ-આલમીન' ના રૂપમાં મોકલ્યા.'' (પવિત્ર કુર્આન, ૨૧:૧૦૭)

'રહમતુલ-લિલ-આલમીન'નો અર્થ છે - સમગ્ર વિશ્વ માટે ઈશ્વરની કૃપા. સૌનું ભલું કરવાવાળો. સૌની મુક્તિનું માધ્યમ.

● હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે કયામત (પ્રલય)ના દિવસે જયારે સૂર્યની ગરમીથી લોકો પરશાન હશે અને સૌ કોઈ પયગંબરોથી વિનંતી કરશે કે અલ્લાહ (ઈશ્વર)થી નિવેદન કરે કે અલ્લાહ (ઈશ્વર) સૌને ક્ષમા કરી દે અને આ ગરમીની પીડાથી બચાવી લે, તો કોઈ પયગંબર ઈશ્વરથી વાત કરવાની હિંમત નહીં કરે. જ્યારે કોઈ પયગંબર ઈશ્વરથી વાત કરવાની હિંમત નહીં કરે, તો લોકો મારા પાસે આવશે. હું ઊભો થઈશ અને અલ્લાહ (ઈશ્વર)ની સામે સિજદો કરીશ અને ત્યાં સુધી સિજદામાં રહીશ, જ્યાં સુધી અલ્લાહ (ઈશ્વર) મને માથું ઉઠાવવાનું ન કહે, તે વખતે હું લોકોની મુક્તિ માટે આગ્રહ કરીશ. તે પછી અલ્લાહ (ઈશ્વર) મને એ સૌને નર્કથી બચાવવાનું આશ્વાસન આપશે, જે લોકોએ શિર્ક નહીં કર્યું હોય; અર્થાત્ એક અલ્લાહ (ઈશ્વર)ને છોડીને અન્ય કોઈની ઉપાસના નહીં કરી હોય. (અર્થાત્ હઝરત મુહમ્મદ સલ્લ. કયામતમાં એક અલ્લાહ (ઈશ્વર)ને માનવાવાળા લોકોની મુક્તિનું કારણ બનશે.) (બુખારી, મુસ્લિમ, મારિફુલ હદીસ, ભા-૧, પૃ. ૨૪૫)

## હવે આપણે એક-એક કડીને જોડીશું:

● અગ્નિનો જન્મ સૌથી પહેલાં, વીજળીના રૂપમાં થયો. હઝરત મુહમ્મદ (સલ્લ.)નો જન્મ સૌથી પહેલાં નૂર (પ્રકાશ)ના રૂપમાં થયો.

● અગ્નિનો બીજો જન્મ મનુષ્યના આત્માની જેમ થયો. નામ - 'જાતવેદ'. હઝરત મુહમ્મદ (સલ્લ.)નો જન્મ હઝરત આદમ (અલૈ.)થી પહેલા રૂહ (આત્મા) સ્વરૂપમાં થયો. નામ - 'અહમદ'.

● અગ્નિનો ત્રીજો જન્મ પાણીમાં. નામ - 'અસૂર' અથવા 'નરાશંસ'. ઈશ્વરે માનવ-જાતિને પાણીથી ઉત્પન્ન કરી. (પવિત્ર કુર્આન, ૨૧:૩૦) આમ, પાણીમાં પેદા થવાનો અર્થ છે કે શરીર ધારણ કરવું. હઝરત મુહમ્મદ (સલ્લ.)નો પૃથ્વી પર મનુષ્યના રૂપમાં જન્મ થયો. નામ - 'મુહમ્મદ'.

● અગ્નિના ચોથા રૂપમાં નામ 'માતરેશવા' હશે. તેમનું કામ હવાની જેમ સૌનું કલ્યાણ કરવાનું હશે. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના ચોથા રૂપનું નામ 'મહમૂદ' હશે. કામ પાપીઓની મુક્તિ માટે કયામતના દિવસે અલ્લાહ (ઈશ્વર)થી આગ્રહ કરવાનું.

● શું તમને બંનેમાં કોઈ સમાનતા દેખાય છે ?

● ડૉ. વેદપ્રકાશ ઉપાધ્યાય, જેઓ પ્રયાગ યુનિવર્સિટીમાં સંસ્કૃતના વિદ્વાન છે, તેમણે વેદોના જ્ઞાનનું મંથન કરીને એ સંશોધન કર્યું કે વેદોમાં જેને નરાશંસ, કલ્કિ અવતાર અને મહામે ઋષિ કહેવામાં આવેલ છે, તે હઝરત મુહમ્મદ (સલ્લ.) જ છે. તેમનાં પુસ્તક 'નરાશંસ ઔર અંતિમ ઋષિ'ને વાંચીને તમે સવિસ્તાર જાણકારી હાંસલ કરી શકો છો. તેને તમે મારા પુસ્તક 'પવિત્ર વેદ ઔર ઇસ્લામ ધર્મ'માં પણ જોઈ શકો છો.

''તો જે પયગંબરને વેદોમાં અગ્નિ કહેવામાં આવેલ છે, તે હઝરત મુહમ્મદ (સલ્લ.) જ છે.''

● પવિત્ર ઋગ્વેદમાં જેમ કે કહ્યું છે કે -

''જ્યારે અંતિમ મશાલ (પવિત્ર કુર્આન)ને પહેલી મશાલ (પવિત્ર ઋગ્વેદ)ની સાથે વાંચવામાં આવશે, ત્યારે જ અગ્નિની ઓળખ થશે.'' તો આજે આપણે બંનેને વાંચીને એ રહસ્ય જાણી લીધું છે.

● પવિત્ર ઋગ્વેદ કહે છે કે અગ્નિને સમજ્યા અને માન્યા પછી જ આપણું કલ્યાણ થશે, અને આપણે જગતના સરદાર બનીશું. તો આવો, આપણે આપણા કલ્યાણ તરફ પહેલું કદમ ઉઠાવીએ.

● પવિત્ર ઋગ્વેદ કહે છે કે, અગ્નિને ઓળખ્યા અને માન્યા વગર મુક્તિ અસંભવ છે. તો આવો, આપણે હઝરત મુહમ્મદને અંતિમ પયગંબર તરીકે ઓળખીએ અને તેમના આદેશોનું પાલન કરીએ, જેથી આ જીવન અને મૃત્યુ પછી પણ આપણે સફળ રહીએ.

**<u>હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આદેશોનું પાલનની શરૂઆત કેવી રીતે કરીએ ?</u>**

● હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આદેશોના પાલનની શરૂઆત બે કામોથી કરી શકાય છે :

૧) પોતાના મનમાં એ દૃઢ વિશ્વાસ કરી લો કે એક ઈશ્વર (જે નિરાકાર છે) સિવાય અન્ય કોઈપણ પૂજા-અર્ચનાને લાયક નથી, અને વાસ્તવમાં તે એક અલ્લાહ (ઈશ્વર)ને છોડીને અન્ય કોઈની પૂજા અને પ્રાર્થના ન કરીએ.

૨) પોતાના કર્મોને જેટલાં સર્વશ્રેષ્ઠ બનાવી શકો છો, એટલા બનાવો.

કર્મોને સર્વશ્રેષ્ઠ બનાવવાનો અર્થ એ છે કે પાપ કરવાનું તદ્દન છોડી દેવામાં આવે; જેમ કે - હરામ (અવૈધ) કમાવાનું છોડી દઈએ, કોઈને ધોકો ન આપીએ, ચોરી ન કરીએ, કોઈની સાથે અન્યાય ન કરીએ, હંમેશા સાચું બોલીએ, બીજાઓનું ભલું કરીએ. હંમેશા એકદમ સાફ, શુદ્ધ અને સ્વચ્છ રહીએ. (મૂત્રનું એક ટીપું કે ગંદકીનો એક છાંટો પણ તમારા શરીર કે કપડાંમાં ન લાગવો જોઈએ.) પોતાના માતા-પિતા અને પરિવારની સાથે સદ્વર્તન કરીએ. આ રીતે તમે એક સાચા માણસ બનશો, તો ઈમાનદાર કહેવાશો; અને ઈમાનદાર વ્યક્તિનું કર્તવ્ય છે કે તે પોતાના પ્રભુ-પાલનહારના આદેશોને માને અને તેના પયગંબરે બતાવેલ માર્ગ પર ચાલીને જીવન વિતાવે. વેપારના ઇસ્લામી નિયમો મેં મારા પુસ્તક 'કાનૂને તરક્કી'માં લખ્યાં છે. આ પુસ્તકને વાંચીને પોતાના વેપારી વ્યવહારોને વધારે સુધારી લો. ઈશ્વરને મનમાં યાદ કરતા રહો. તેના નામનું સ્મરણ કરતા રહો. તેના મુખ્ય બે નામ છે : હાદી અને રહીમ. 'હાદી' અને 'રહીમ'નો જ્યારે પણ સમય મળે, સ્મરણ કરતા રહો.

આ પછી એક વાર પવિત્ર કુર્આનનો અનુવાદ વાંચો. હદીસ વાંચો અને કોઈ પરિચિત વિદ્વાનના સંપર્કમાં રહો. નમાઝ, રોઝા, જકાત, હજ્જ વિશે વધુ માહિતી પ્રાપ્ત કરવાની કોશિશ કરો અને તેના પર અમલ કરો.



# હઝરત મુહમ્મદ (સલ્લ.) નું જીવન એક નજરમાં

| | |
|---|---|
| આપ (સ.)ના પિતાશ્રી હઝરત અબ્દુલ્લાહનું નિધન | આપ (સ.)ના જન્મથી 7 મહિના પહેલાં 569 AD |
| આપ (સ.)નો જન્મ | 20/22 એપ્રિલ 570 AD |
| દાઈ હલીમા આપને પોતાના ગામ લઈ ગઈ | વય 4 મહિના, 570 AD |
| આપ પુનઃ પોતાની માતા પાસે આવ્યા | વય 5 વર્ષ, 575 AD |
| હઝરત આમિના (આપની માતાશ્રી)નો દેહાંત | વય 6 વર્ષ, 576 AD |
| દાદા અબ્દુલ મુત્તલિબનો દેહાંત | વય 8 વર્ષ, 578 AD |
| હઝરત ખદીજા (રદિ.)થી નિકાહ (લગ્ન) | વય 25 વર્ષ, 595 AD |
| હિરા ગુફામાં ઉપાસનાનો આરંભ | વય 37 વર્ષ, 607 AD |
| પયગંબરી (ઈશદૂતત્વ)નો આરંભ | વય 40 વર્ષ, 610 AD |
| મિત્રો અને નજીકના સગાઓમાં ધર્મ-પ્રચાર | વય 41 વર્ષ, 610-613 AD |
| પયગંબર હોવાની ખુલ્લી જાહેરાત | વય 44 વર્ષ, 614 AD |
| ઈથોપિયા તરફ મુસલમાનોની હિજરત | વય 45 વર્ષ, 615 AD |
| પયગંબરના કબીલાઓનો સામાજિક બહિષ્કાર | વય 47 વર્ષ, 616-619 AD |
| હઝરત ખદીજા (રદિ.) અને કાકા અબૂ તાલિબનો દેહાંત | વય 50 વર્ષ, 619 AD |
| તાઈફ શહેર તરફ ધર્મ-પ્રચાર માટે સફર | વય 50 વર્ષ, 619 AD |
| મેઅ્‌રાજની ઘટના, પાંચ વખતની નમાઝ અનિવાર્ય | વય 50 વર્ષ, 620 AD |
| હઝરત આઇશા (રદિ.) સાથે લગ્ન | વય 51 વર્ષ, 621 AD |
| મદીનાના 75 લોકોનો ઇસ્લામ સ્વીકાર | વય 52 વર્ષ, 622 AD |
| મક્કાથી મદીનાની હિજરત | વય 52 વર્ષ, 622 AD |
| મસ્જિદે-નબવીના નિર્માણનો આરંભ | વય 52 વર્ષ, 622 AD |
| યરુશલમથી મક્કા તરફ નમાઝ માટે રૂખ કરવાનો આદેશ | વય 55 વર્ષ, 624 AD |
| બદ્રના સ્થળે પહેલું યુદ્ધ | વય 55 વર્ષ, 624 AD |

## હઝરત મુહમ્મદ (સલ્લ.) નું જીવન એક નજરમાં

| | |
|---|---|
| ઉહદના સ્થળે બીજું યુદ્ધ | વય 56 વર્ષ, 625 AD |
| ત્રીજું યુદ્ધ, જેમાં ખાઈ ખોદવામાં આવી | વય 58 વર્ષ, 627 AD |
| હુદૈબિયા મુકામે શાંતિ-સંધિ | વય 59 વર્ષ, 628 AD |
| ખૈબરના મુકામે યહૂદીઓથી યુદ્ધ | વય 60 વર્ષ, 629 AD |
| મુઅત્તા મુકામે રોમની સેના સામે યુદ્ધ | વય 60 વર્ષ, 629 AD |
| મક્કા વિજય | વય 61 વર્ષ, 630 AD |
| હુનૈન મુકામે યુદ્ધ | વય 61 વર્ષ, 630 AD |
| તબૂકનો સફર | વય 62 વર્ષ, 631 AD |
| અંતિમ હજ્જ અને અંતિમ ખુત્બા (સંભાષણ) | વય 63 વર્ષ, 632 AD |
| બીમારી અને દેહાંત | વય 63 વર્ષ, 632 AD |

- હઝરત મુહમ્મદ (સલ્લ.)ની વય Lunar Calender અનુસાર છે અને ઘટનાઓની તારીખ ઈતિહાસ અને Solar Calender અનુસાર છે, તેથી વય અને તારીખમાં થોડોક ફરક છે.

આ પુસ્તકને લખવા માટે નીચે દર્શાવેલ પુસ્તકોથી સહાયતા લેવામાં આવી છે. અમે એ સૌ લેખકો અને પ્રકાશકોનાં સહૃદય આભારી છીએ.


૧. **પવિત્ર કુર્આન** (અનુવાદ : ફાતેહ મુહમ્મદ જાલંધરી)

૨. **મારિફુલ હદીસ** (મૌલાના મુહમ્મદ મંઝુર નો'ની)

૩. **અગર અબ ભી ના જાગે તો !**
(મૌલાના શમ્સ નવીદ ઉસ્માની, સૈયદ અબ્દુલ્લાહ તારીક)
જાસિન બુક ડીપો, ઉર્દૂ બાઝાર, જામા મસ્જિદ, દિલ્લી.

૪. **હઝરત મુહમ્મદ (સ.) ઔર ભારતીય ધર્મગ્રંથ**
(ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ)
નેશનલ પ્રિન્ટિંગ પ્રેસ, દરિયાગંજ, દિલ્લી.

૫. Hazrat Muhammad in World Scripture
(એ. એચ. વિદ્યાર્થી)
આદમ પબ્લિશર્સ ઍન્ડ ડિસ્ટ્રીબ્યૂટર્સ,
1542, પટૌડી હાઉસ, દરિયા ગંજ, નવી દિલ્હી-110002

૬. **પયગંબરે ઇસ્લામ ગૈરમુસ્લિમોં કી નઝર મેં**
(મુહમ્મદ યાહ્યાખાન)
ફરીદ બુક ડીપો, નવી દિલ્હી-110002

૭. **સીરતે અહમદ મુજ્તબા સલ્લલ્લાહુ અલયહિ વ-સલ્લમ**
(શાહ મિસબાહુદ્દીન શકીલ)
અર્-રહમાન પ્રિન્ટર્સ ઍન્ડ પબ્લિશર્સ, 18, ઝકરિયા સ્ટ્રીટ, કોલકાતા-700073

૮. The Quran & Modern Science
(ડૉ. ઝાકીર નાયક)
પ્રકાશક : ઈસ્લામી રીસર્ચ ફાઉન્ડેશન,
56/58, ટંડેલ સ્ટ્રીટ (નોર્થ), ડોંગરી, મુંબઈ-400009

૯. **સીરતુન્-નબી**
(લે. અલ્લામા શિબ્લી નો'માની (રહ.), સૈયદ સુલૈમાન નદવી)

૧૦. **સંત, મહાત્મા, વિચારવંત ઔર ઇસ્લામ**
(સંકલન : સોમનાથ દેશકર)
સંદેશ પ્રકાશન, પુણે-411059